# "પરીક્ષક બનો"

વિવેચક
મુનિ શ્રી ધનરાજજી સ્વામી

સંગ્રહકર્તા
કાન્તીભાઈ હીરાભાઈ વકીલવાલા

## " પરીક્ષક બનો "

મુનિ શ્રી ધનરાજજી સ્વામીના વિશેષાંકનો (પ્રથમ "ધર્મ એ ને શુ ? " પછી) આ બીજો સંગ્રહ છે જેનો ઉદ્દેશ કોઈની ટીકા કે નિંદા વગર વિના શાસ્ત્રો પ્રમાણે આદર્શ સાધુત્વની વ્યાખ્યા સમજાવી એક તરફ અંધશ્રદ્ધા અને બીજી તરફ ઉદાસીનતા દૂર કરવાનો છે. આ બન્ને પ્રકારનમા મને નૈતિક, બૌધિક અને આર્થિક સહયોગ આપનાર વ્યક્તિઓનો હાર્દિક આભાર માનુ છુ

તથા

" પરીક્ષક બનો " નુ પ્રેરણા આપતુ પ્રથમ ભાવપૂર્ણ ચિત્ર અસ્વસ્થતાનથી ભેટ મોકલનાર

**ઈબ્રાહીમ કે આર્ટિસ્ટનો**

સ્નેહ ભર્યો આભાર

પ્રકાશક

**કાન્તીભાઈ હીરાભાઈ વકીલવાલા**

ગુરુકુલ ચેમ્બર્સ, ચોથે માળે,
મુબાદેવી રોડ, મુબઈ ૨

કિંમત બાર આના
સવંત ૨૦૧૧
તારીખ ૩૦-૧-૫૫

મુદ્રક
કે એન એન રાવ
મુબઈ વૈભવ પ્રેસ
ગીરગામ, મુબઈ ૪

# વસ્તુસ્થિતિ

આજે એક બાજુ ત્રીજા વિશ્વયુદ્ધના ભણકારા વાગી રહ્યા છે, ત્યારે બીજી બાજુ જગત કલહથી એટલું બધું ત્રાસ્યું છે કે પ્રતિક્ષણે વિશ્વશાન્તિની ઝંખના કર્યા કરે છે તેમજ અને મહાપુરુષો વિશ્વશાંતિ માટે પોકારી પોકારી વિશ્વને સમજાવી રહ્યા છે પરંતુ તે છતાંએ આજનો 'ભારેલો કલહાગ્નિ' ક્યારે ભભૂકી ઉઠશે તે કાંઈ કહી શકાય એમ નથી. વિશ્વશાન્તિ માટે અનેક પ્રયત્નો થતા છતાં એમાં આજ સુધી તો નિષ્ફળતા જ સાંપડી છે સફળતા ક્યાંથી મળે? આજના કેટલાંક કહેવાતા આધ્યાત્મિક નેતાઓ અને ધર્મગુરૂઓ કે જે યુગયુગથી શાંતિના દૂત હોવાનો દાવો કરે છે તે પણ ધર્મના નામે કલહ વધારવાના જ લોકોને પ્રેરે છે અને સ્વાર્થવશ બની લોકોને પરસ્પર ખૂબ લડાવે છે તો પછી અન્ય રાજકીય અને સામાજિક નેતાઓનું તો કહેવું જ શું?

આજે આ ઘોર કળિયુગમાં આત્માર્થી ધર્મગુરૂઓ મળવા બહુ જ વિરલ છે તેથી ધર્મને નામે ધર્તિંગો બહુ જ નભી શકે છે અને આજે જગત સમક્ષ અનેક મોટા 'પ્રશ્નાર્થ ચિન્હો' ઉભા થયા છે — સાચી શાંતિ ક્યાં?' 'સાચું સુખ ક્યાં?' 'શુદ્ધ ચારિત્ર્ય ક્યાં?' 'આદર્શ સાધુત્વ ક્યાં?' વગેરે સત્યના સોનેરી કિરણો અસત્યના મહાન વાદળોની પાછળ ઢંકાઈ ગયા છે

જ્યાં સત્યનો સૂર્ય ન હોય ત્યાં સત્ય ક્યાંથી પડે? સત્ય અને આ કે સાધુત્વની વ્યાખ્યા આજના ઘણા ધર્મગુરૂઓ પોતે તો બતાવતા નથી અને જે સત્ય વ્યાખ્યા બતાવે છે તે પ્રત્યે અનેક જૂઠા આક્ષેપો મૂકી વિરોધી વાતાવરણ ફેલાવવાની તજવીજ કરે છે, કે જેથી જનતા તે સત્યદર્શક પાસે જઈ આ શું સાધુત્વ તથા સાચા સુખ ને શાંતિની વ્યાખ્યા ન સમજે તેઓ સ્વાર્થવશ બની જનતાને અંધકારમાં રાખી પોતાના શિથિલાચાર પર પડદો નાખે છે અને તેથી ધર્મને નામે લડાઈ હમેશ ચાલતી રહે એજ પેરવીમાં હોય છે

પરંતુ જમાનો બદલાયો છે રૂઢિચુસ્તતાને તિલાંજલિ મળતી જાય છે લોકોને અધશ્રદ્ધા ગમતી નથી, અને આ મરી સાધુઓ પ્રત્યેની જનતાની

# " પરીક્ષક બનો "

મુનિ શ્રી ધનરાજજી સ્વામીના નિબંધોનો (પ્રથમ "ધર્મ એટલે શું ?" પછી) આ બીજો સંગ્રહ છે જેનો ઉદ્દેશ કોઈની ટીકા કે નિંદા કર્યા વિના શાસ્ત્રો પ્રમાણે આદર્શ સાધુતાની વ્યાખ્યા સમજાવી એક તરફ અંધશ્રદ્ધા અને બીજી તરફ ઉદાસીનતા દૂર કરવાનો છે આ બન્ને પ્રકાશનમાં મને નૈતિક બૌદ્ધિક અને આર્થિક સહયોગ આપનાર વ્યક્તિઓનો હાર્દિક આભાર માનું છું

તથા

" પરીક્ષક બનો " નું પ્રેરણા આપતું પ્રથમ ભાવપૂર્ણ ચિત્ર
સરસ્તાનથી ભેટ મોકલનાર
**ઈબ્રાહીમ કે. આર્ટિસ્ટનો**
સ્નેહ ભર્યો આભાર

પ્રકાશક
**કાન્તીભાઈ હીરાભાઈ વકીલવાલા**
ગુરુકુલ ચેમ્બર્સ, ચોથે માળે,
મુમ્બાદેવી રોડ, મુંબઈ ૨.

મુદ્રક
કે. એન. એન. ના
મુંબઈ વૈભવ પ્રેસ
ગીરગામ, મુંબઈ ૪

કિંમત બાર આના
સંવત ૨૦૧૧
તારીખ ૩૦-૧-૫૫

# વસ્તુસ્થિતિ

આજે એક બાજુ ત્રીજા વિશ્વયુદ્ધના ભણકારા વાગી રહ્યા છે, ત્યારે બીજી બાજુ જગત કલહથી એટલું બધું કંટાળ્યું છે કે પ્રતિક્ષણે વિશ્વશાંતિની ઝંખના કર્યા કરે છે તેમજ અનેક મહાપુરૂષો વિશ્વશાંતિ માટે બાંગી પોકારી વિશ્વને સમજાવી રહ્યા છે પરંતુ તે છતાંએ આજનો ભારેનો કલહાગ્નિ " ક્યારે ભસ્મી ઉઠશે તે કાંઈ કહી શકાય એમ નથી. વિશ્વશાંતિ માટે અનેક પ્રયત્નો થવા છતાં એમાં આજ સુધી તો નિષ્ફળતા જ સાંપડી છે સફળતા ક્યાંથી મળે ? આજના કહેવાતા આધ્યાત્મિક નેતાઓ અને ધર્મગુરૂઓ કે જે યુગયુગથી શાંતિના દૂત હોવાનો દાવો કરે છે તે પણ ધર્મના નામે કલહ વધારવામાં જ લોકોને પ્રેરે છે અને સ્વાર્થવશ બની લોકોને પરસ્પર ખૂબ લડાવે છે તો પછી અન્ય રાજકીય અને સામાજિક નેતાઓનું તો કહેવું જ શું ?

આજે આ ઘોર કલિયુગમાં આ સ્વાર્થી ધર્મગુરૂઓ મળવા બહુ જ સહેલ છે તેથી ધર્મને નામે ધતિંગો બહુ જ વધી પડ્યા છે અને આજે જગત સમક્ષ અનેક મોટા ' પ્રશ્નાર્થ ચિહ્નો " ઉભા થયા છે — સાચી શાંતિ ક્યાં ?' ' સાચું સુખ ક્યાં ?' શુદ્ધ ચારિત્ર્ય ક્યાં ? ' આદર્શ સાધુત્વ ક્યાં ?' વગેરે સત્યના સોનેરી કિરણો અસત્યના મહાન વાદળોની પાછળ ઢંકાઈ ગયા છે

જ્યાં સત્યનો સૂર્ય ન દેખાય ત્યાં અંધકાર ક્યાંથી ખસે ? સત્ય અને આદર્શ સાધુત્વની વ્યાખ્યા આજના ઘણા ધર્મગુરૂઓ પોતે તો બતાવતા નથી અને જે સત્ય વ્યાખ્યા બતાવે છે તે પ્રત્યે અનેક જૂઠા આક્ષેપો મૂકી વિરોધી વાતાવરણ ફેલાવવાની તજવીજ કરે છે કે જેથી જનતા તે સત્ય ઓળખી ન પામે અને આદર્શ સાધુત્વ તથા સાચા સુખ અને શાંતિની વ્યાખ્યા ન સમજે તેઓ સ્વાર્થવશ બની જનતાને અંધારામાં રાખી પોતાના શિથિલાચાર પર પડદો નાખેલો રહે અને તેથી ધર્મને નામે દગા હંમેશ ચાલતી રહે એ જ પેરવીમાં હોય છે

પરંતુ જમાનો બદલાયો છે રૂઢિચુસ્તતાને તિલાંજલિ મળતી જાય છે લોકોને અંધશ્રદ્ધા ગમતી નથી, અને આડંબરી સાધુઓ પ્રત્યેની જનતાની

નાપસદગી અને નામરજી ખુલ્લી થવા માંગી છે માટે જ આજે આવા માર્ગદર્શકની જરૂરિયાત ઉભી થઈ છે

આ દિશામા અતિ યશસ્વી કાર્ય, વિક્રમની ઓગણીસમી સદીના પ્રારભમા થઈ ગયેલા મહાન જૈનાચાર્ય પરમ પૂજ્ય શ્રી ૧૦૦૮ શ્રી ભિક્ષુ સ્વામીએ કર્યું છે તેઓ નિડર, સત્યપ્રિય અને આત્મકલ્યાણના પરમ પિપાસુ હતા શાસ્ત્રોનુ અધ્યયન કરતા જ્યારે તેમણે જોયુ કે ગુરૂપદ ધારણ કરનાર સાધુઓ મૂળ રસ્તેથી ઘણે દૂર છે અને પચમકાળના (કળિયુગના) બહાના નીચે શિથિલાચારનું સેવન કરી રહ્યા છે ત્યારે તેમણે હિંમતભેર પડકાર ફેંક્યો અને શાસ્ત્રને વફાદાર રહેવા માટે જોર દાર અનુરોધ કર્યો પણ મનુષ્ય સ્વભાવ એમ થોડો જ પલટાય છે? શિથિલાચારીઓ સુધરવાને બદલે વિરોધ કરવા લાગ્યા, અને પોતાના વર્તનનો બચાવ કરવા લાગ્યા આ બાજુ શ્રી ભિક્ષુસ્વામીએ અદ્ભુત વીરતા બતાવી મુનીશ્વર સાથીઓ સાથે સત્યને રસ્તે પ્રયાણ કર્યુ—ચાલુ જીવનની અસત અને સત્ય પરપરાને સજીવન કરી

આ પરપરા વ્યવસ્થિત શાસન ના રૂપમાં આજ પર્યંત ચાલી આવી છે, અને દિનપ્રતિદિન વધારે ને વધારે વિકાસ પામતી રહી છે વર્તમાન સમયમા તેની નવમી પાટ ચાલુ છે જેના પર બાળબ્રહ્મચારી અપૂર્વ મેધાવી, અણુવ્રત આન્દોલનના પ્રવર્તક આચાર્ય મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી તુલસીરામજી સ્વામી (આચાર્ય શ્રી તુલસી) બિરાજે છે સસ્કૃત—પ્રાકૃત ભાષા ના તેઓ પ્રખર વિદ્વાન છે ભારતીય દર્શન ના પડિત છે ઉપરાત કવિ અને પ્રભાવશાળી વક્તા પણ છે સત્ય વસ્તુ લોકોના ધ્યાનમા લાવવાને માટે તેઓ સતત ઉદ્યમશીલ રહે છે આજે લગભગ ૬૬૦ થી વધુ સાધુ સાધ્વીઓ તેમની આજ્ઞામા છે આ દરેક સાધુ સાધ્વીના હૃદયમા ગુરૂદેવ અને ચારિત્ર પ્રત્યે જે અપૂર્વ શ્રદ્ધા અને ભક્તિ જોવાય છે તે ભાગ્યે જ બીજે જોવા મળે તેમ છે

પૂજ્ય આચાર્યશ્રીની આજ્ઞા મુજબ મુનિશ્રી ધનરાજજી સ્વામીનું વિક્રમ સવત ૨૦૦૩ નુ ચાતુર્માસ મુંબઈ ખાતે થયુ હતું એ ચાતુર્માસ અનેક રીતે યાદગાર નીવડ્યુ વિદ્વાન મુનિશ્રીના પ્રતિભાપૂર્ણ વ્યાખ્યાનો, રસભરી ધર્મચર્ચાઓ અને સમજાવવાની સુંદર શૈલીએ વાતાવરણને આધ્યાત્મિકતાનો અનેરો રગ આપી દીધો અનેક મુમુક્ષુઓ પ્રચાર અને ધર્મનો ભેદ

ઊંડી જ્ઞાનગોષ્ઠિ કરવા આવવા લાગ્યા અને મુનિશ્રી પણ બનતો પરિશ્રમ ઉઠાવી ઉત્સાહપૂર્વક તેમને સ માર્ગે બનાવવા લાગ્યા ચાતુર્માસ બાદ ઉપનગરોમા વિહાર થયો, ત્યાં પણ આ પ્રવૃત્તિ ચાલુ રહી આ જ્ઞાનગોષ્ઠિમા " શુદ્ધ સાધુના આચાર વિચાર આદર્શ સાધુત્વ ' અથવા 'સાધુ ધર્મ' અંગે પુષ્કળ પ્રકાશ પડ્યો વિદ્વાન મુનીશ્રી ધનરાજજી સ્વામી જૈન શાસ્ત્રો ઉપરાંત ભગવદ્ગીતા, મનુસ્મૃતિ ભાગવત અન્ય પુરાણો તથા મહાત્મા ગાંધીજીના લખાણોમાથી એવાં સચોટ અવતરણો આપતા હતા કે કોઈને પણ તેનો સ્વીકાર કર્યા વિના ચાલે નહિ

આ જ્ઞાનગોષ્ઠિનો લાભ મને ઘણા સારા પ્રમાણમા મળ્યો હતો તે મારૂં અહોભાગ્ય સમજુ છુ મને એજ વખતે લાગ્યુ હતું કે મુનિશ્રી જે અદ્ભુત પ્રતિભાથી સાધુધર્મને લગતા કથનો રજુ કરે છે, અને શાસ્ત્રના આધારો બતાવે છે તે સંગ્રહી લેવા જેવા છે, અને તે સંગ્રહ ખૂબ જ ઉપયોગી થશે આ મારા વિચારોને મૂર્તસ્વરૂપ આપવા મહારાજશ્રીના અમૂલ્ય ધર્મવિવેચનોને મેં સંકલિત કર્યાં

મુનિશ્રી ધનરાજજી સ્વામી મુબઈમા ૨૦૦૩ ના ચોમાસા દરમિયાન અવધાનના (સ્મરણ શક્તિના) ૧૦૧ પ્રયોગ કરી શતાવધાની બન્યા હતા એવા એ મહાવિદ્વાન પુરૂષના વિવેચનો મારા જેવા સામાન્ય માનવી માટે પ્રથમ તો સમજવા જ મુશ્કેલ, અને સમજી ગ્રહણ કરવા તેમજ ગ્રહણ કરી લખવાં તો મહા મુશ્કેલ માટે મુનિશ્રીના વિવેચનો જેમના તેમ રજુ કરવામા ભૂલ પણ થવા સંભવ ખરો (તે ભૂલ વિવેચકની નહિ પણ મારી સમજવી) તો પણ મેં એ સાહસ ઉપાડ્યુ છે અને આ પુસ્તક પ્રગટ કરવામા અનેક વિઘ્નો આવ્યા છતાં નિરાશ ન થતાં આરંભેલુ કાર્ય પૂર્ણ કરવાના મારા સ્વભાવ પ્રમાણે મેં સાત વર્ષો બા૦ પણ આ પુસ્તક પ્રગટ કરવાનું મારૂ કાર્ય પૂરૂં કર્યું છે અને તેથી આજે તેને " પરીક્ષક બનો " નામક પુસ્તકાકારે જનતા સમક્ષ રજુ કરૂં છુ આશા છે કે આ પુસ્તક પ્રામાણિકપણે, શુદ્ધ ચારિત્રની શોધમા નિકળેલા મનુષ્યોને એક ધ્રુવતારકની માફક માર્ગ સૂચક બનશે

કાન્તીભાઈ હીરાભાઈ વકીલવાલા

મુબઈ મર્યાદા મહોત્સવ દિવસ
સંવત ૨૦૧૧, મહા સુદ ૭ ને રવિવાર
તારીખ ૩૦ મી જાન્યુઆરી ૧૯૫૫

ગુરૂકુલ ચેમ્બર્સ ચોથે માળે
મુંબાદેવી રોડ, મુબઈ ૨

| | |
|---|---|
| મજૂરી પત્ર (આજ્ઞા પત્ર) | ૪૪ |
| બ્રહ્મચર્યના નવ નિયમ. | ૪૯ |
| એકલ વિહારી સાધુ | ૫ |
| ગૌચરી-ભિક્ષામાં શું મળાય? | ૫૧ |
| પરિગ્રહના નવ પ્રકાર | ૫૫ |
| ઉપાશ્રય | ૫૮ |
| અનગાર. | ૫૯ |
| ફૂડ ફાળા | ૬૧ |
| ટપાલ વ્યવહાર. | ૬૨ |
| એક ઇંચમાં ૧૩૦૦ અક્ષર. | ૬૩ |
| ઇન્જેક્શન ઓપરેશન | ૬૪ |
| બોજના પોટલા | ૬૫ |
| ડોળી | ૬૬ |
| પગારદાર પંડિત. | ૬૭ |
| કાચ કે પત્થરના ચશ્મા | ૬૮ |
| એક તૂટતાં પાચે તૂટે | ૭૦ |
| રાત્રે વિહાર ન થાય | ૭૨ |
| ચોમાસું પૂર્ણ થયે ન રહેવું | ૭૩ |
| ભાષાનો વિવેક | ૭૫ |
| શું શ્રીમંતોનો સત્કાર થઈ શકે? | ૭૬ |
| નિમિત્તશાસ્ત્ર અને જંત્ર મંત્ર | ૭૬ |
| ભ્રમર ભિક્ષા અને સુપાત્ર દાન | ૭૭ |
| સાધુ કબાટ પેટારા રાખી શકે ખરા? | ૭૮ |
| કેમ પરિઠવવું? | ૮૦ |
| સાસ અને વાડા | ૮૦ |

| | |
|---|---|
| ત્રણ ગુપ્તિ | ૮૩ |
| તેરાપંથ તે શું ? | ૮૩ |
| નવ આચાર્ય | ૮૪ |
| બાવીસ વર્ષની ઉંમરમાં આચાર્યપદ | ૮૫ |
| એકની આજ્ઞા હેઠળ ૬૬૦ સાધુ સાધ્વીઓ | ૮૬ |
| મર્યાદા મહોત્સવ | ૮૬ |
| તેરાપંથનું બંધારણ (મર્યાદાઓ) | ૮૭ |
| આક્ષેપો અને સમાધાન | ૮૯ |
| શું તેરાપંથીઓ પણ દાન કરે છે ? | ૯૦ |
| ભગવાનના જમાનામાં પણ શિથિલાચાર | ૯૪ |
| આત્માર્થી મુનિ તો વિરલાજ હોય | ૯૫ |
| વ્રત ભંગ કરનાર સૌથી અધમ | ૯૬ |
| લોહ વણિક | ૯૯ |
| વેશ માત્રથી સાધુ ન હોય | ૧૦૦ |
| સમ્યક્ત્વ | ૧૦૧ |
| ત્રણ નીતિ | ૧૦૨ |
| જગતમાં બે સાચા સિદ્ધાન્ત | ૧૦૩ |
| ગૃહસ્થ ધર્મ | ૧૦૩ |
| અમીભર્યું નિવેદન | ૧૦૬ |
| બેતાલીસ દોષ | ૧૦૭ |
| બાવન અનાચાર | ૧૧૨ |




'પરીક્ષક બનો' મા આધાર બતાવેલા શાસ્ત્રો
તથા

# ગ્રથોની યાદી

### જૈન શાસ્ત્રો ( આગમ )

૧ આચારાગ સૂત્ર
૨ આવશ્યક સૂત્ર
૩ ઉત્તરાધ્યયન સૂત્ર
૪ જ્ઞાતા સૂત્ર
૫ દશાગ સૂત્ર
૬ દશવૈકાલિક સૂત્ર
૭ નિશીથ સૂત્ર
૮ પન્નવણા સૂત્ર
૯ પ્રશ્નવ્યાકરણ સૂત્ર
૧૦ બૃહત્કલ્પ સૂત્ર
૧૧ ભગવતી સૂત્ર
૧૨ વ્યવહાર સૂત્ર
૧૩ સૂયગડાગ સૂત્ર

### જૈન ગ્રથો

૧૪ આચાર દિનકર
૧૫ ઓઘનિર્યુક્તિ
૧૬ ભુવન ભાનુ કેવળીનો રાસ
૧૭ શતપ

### વૈષ્ણવ શાસ્ત્રો

૧૮ અધ્યાત્મોપનિષદ્
૧૯ પાતજલિ યોગ દર્શન
૨૦ ભગવદ્ગીતા
૨૧ મનુસ્મૃતિ
૨૨ યોગદર્શન
૨૩ શિવપુરાણ

### ક્રિશ્ચન શાસ્ત્ર

૨૪ બાઈબલ

### મહાત્મા ગાધી બાબતના ગ્રથો

૨૫ ગાધી વિચાર દોહન
૨૬ ત્યાગ ભૂમિ ( માસિક )
૨૭ ધર્મ મથન
૨૮ નવજીવન ( સાપ્તાહિક )
૨૯ બાપુ
૩૦ વ્યાપક ધર્મ ભાવના

### વૈજ્ઞાનિક ગ્રથ

૩૧ સિદ્ધ પદાર્થ વિજ્ઞાન

આ ઉપરાન્ત મહાભારત ભાગવત પદ્મપુરાણ વિષ્ણુપુરાણ તુલસી રામાયણ બૌદ્ધ ગ્રથો કુરાન જૈન તત્ત્વ પ્રકાશ જૈન સિદ્ધાન્ત દીપિકા ધર્મ એટલે શુ ? સાર્થ ગુજરાતી જોડણી કોશ વગેરે વગેરે અનેક ગ્રથોનો પણ સહયોગ લેવામા આવ્યો છે

આ પુસ્તિકામા આવતા કેટલાક જૈન પારિભાષિક
તથા

# અઘરા શબ્દોના અર્થ

| | |
|---|---|
| અકલ્પનીય | (૧) સાધુને સ્વીકારવા યોગ્ય નહિ તે, (૨) કલ્પી શકાય નહિ એવુ |
| અચિત્ત | ચેતન વિનાનુ જીવરહિત. |
| અજયણા | સાવચેતી વિના કે અસાવધાનતા |
| અણુવ્રત | ગૃહસ્થો માટેના નાના સુગમ વ્રત કે નિયમ |
| અધ્યયન | (૧) ભણવુ તે (૨) જૈનશાસ્ત્રોના પ્રકરણ કે વિભાગ |
| અનાચાર | અયોગ્ય આચરણ |
| અનાદિ | શરૂઆત વિનાનુ |
| અનુપમ | સર્વોત્તમ કે જેને ઉપમા નથી એવુ |
| અનુપાન | વા સાથે લેવાતી તેની મદદરૂપ વસ્તુ |
| અનુમોદન | સહાનુભૂતિ સમતિ ટેકો કે સારુ જાણવુ |
| અનત | અપાર જેનો અંત ન આવે તેવુ |
| અભિભવ્યજનો ! | હે સજ્જનો ! |
| અરિહત | કર્મરૂપી દુશ્મનોના નાશ કરનાર જેમ કે કામ ક્રોધ આદિ શત્રુઓના નાશ કરનાર |
| અવ્રત | નિયમ વિનાનુ આચરણ કે ભોગ |
| અસખ્ય | જેની ગણત્રી નહિ તેવુ અગણિત |
| અસયતિ | વ્રત કે નિયમ વિનાનો પ્રાણી |
| અસ્તેય | ચોરી ન કરવી તે |
| અસ્તૈનક | ચોરી ન કરવી તે |
| આગમ | જૈન ધર્મશાસ્ત્રોને 'આગમ' પણ કહેવામા આવે છે |
| આજ્ઞાપત્ર | રજા ચિઠ્ઠી લેખિત મજૂરી |
| આધાકર્મી | સાધુ માટે હિંસા કરી બનાવેલી વસ્તુ |
| આધ્યાત્મિક | આત્મા સબધી આત્મિક |

| | |
|---|---|
| આર્યદેશ | આર્યાવર્ત સુધરેલો કુલીન દેશ |
| આરો | જૈન દષ્ટિથી પાડેલા કાળના લાંબા છ વિભાગો માંનો દરેક વિભાગ |
| આરંભ | હિંસા વગેરે |
| આરંભ સમારંભના કાર્યું | હિંસાત્મક કાર્યો |
| આશ્રવ | કર્મ આવવાના રસ્તા |
| આંશિકરૂપથી | એક અંશથી |
| આસ્તિક | શ્રદ્ધાળુ ઈશ્વર અને પરલોક ને માનનાર |
| આહાર | ( ૧ ) ખોરાક ( ૨ ) સાધુ ભોજન કરે તે |
| ઓઘો | રજોહરણ છૂટા ઊનના તારની મોટા સમૂહવાળી પૂજણી |
| ઉદાહરણ | દાખલા દષ્ટાંત |
| ઉદ્દેશા | જૈન શાસ્ત્રના અધ્યાય કે પ્રકરણ |
| ઉપકરણો | સાધુઓની સાધન સામગ્રી |
| ઉપાશ્રય | અપાસરો ધર્મ કરવાનું એક સ્થળ |
| ઊખર | જેમાં કાંઈ પાકે નહીં એવી જમીન કે ખારાટ વાળી જમીન |
| ઊણોદરી | ભૂખ કરતા કંઈક ઓછુ ખાવુ તે |
| કરણ | કોઈપણ ક્રિયાનુ સાધન જેમકે કરવુ કરાવવુ અને અનુમોદન કરવુ તે |
| કલહાગ્નિ | કલહ રૂપી અગ્નિ |
| કલ્પે | સાધુથી કરી શકાય અથવા લઈ શકાય તે |
| કલ્પતિ | સાધુને કરવા યોગ્ય અથવા લેવા યોગ્ય |
| કુશીલ | ખોટા આચરણ દુરાચાર |
| કુશીલિયા | ખોટા આચરણ વાળો, દુરાચારી |
| કેવળજ્ઞાન | અખંડ જ્ઞાન પ્રબ્રહ્મજ્ઞાન સર્વજ્ઞતા |
| કેવલી | સર્વજ્ઞ, બ્રહ્મજ્ઞાની કેવળજ્ઞાન જેને પ્રાપ્ત થયુ હોય તે. |

| | |
|---|---|
| ગતિ | ન ક તિર્યંચ (પશુયેનિ), મનુષ્ય અને દેવના એમ ચાર ગતિઓ સનારી આત્માઓને જન્મ મરણ કરવાના સ્થાન |
| ગાડા | જોડણુ ચરવો જમીન પૂજવાનુ સાધન |
| ગોચરી | સાધુ ભિક્ષા લે તે |
| ઘુણાક્ષર ન્યાયે | ઘુણાક્ષરની જેમ વગર િ મનાર ાનવો તે |
| ચનના | જ્ઞેન ણુ પૂજની એાેઘા |
| ચિર પિપાસિત | ઘણા સમયની તરસ્યા |
| ચેતનના | ચેતનપણુ અજીવ |
| ચેતનત્વ | ચેતનપણુ |
| ચોનપટો | યોનિ ાની જગ્યાએ પહેરાતુ જે ા સાધુનુ વસ્ત્ર |
| ચામાસી પ્રાયશ્ચિત | પ્રાયશ્ચિત રૂપે વધુમા વધુ એકસોવીસ ઉપવાસ કરવા અથવા તો એકસોવીસ દિવસનુ સાધુપણુ કાપી નાખવુ |
| છેકારણી | છદને છે ા કરનાર ભાષા |
| છેદ | કાપે કાપવુ |
| જીવાત્મા | સસારમા રહેના આત્મા |
| જીવાયોનિરૂપ | જીવો ા ઉ પત્તિ સ્થાન જેવુ |
| જ્ઞાનધ્યાન | જાણવુ અ ે મનન કરવુ તે |
| તરપણી | લોટા જેવુ જૈનસાધુઓનુ લાકડા ુ વાસણ |
| તિર્યંચ | પૃથ્વી, પા ી આદિના સ્થાવર જીવો તથા કીટ જતુ પશુ પક્ષી વગેરે |
| ત્રસપ્રાણી | હાલના ચાલના જીવો |
| ર્શનાનુયાયી | ર્શન (મત) ના માનનાર |
| દીક્ષાર્થી | દીક્ષા લેવાની ઇચ્છાવાળા વૈરાગી |
| નવ કારસી | સૂર્યો યથી ૪૮ મિનિટ સુધી ુ કરવામા આવતુ એક વ્રત |
| નિર્ગ્રંથ | સસારના બધનથી મુક્ત સાધુ |
| નિગો | કદમૂળ આદિમા રહે ા એક શરીરમા અનત જીવ |

| | |
|---|---|
| પ્રરૂપણા | કથન મહાપુરુષોના વચન કે બોલ |
| પ્રરૂપેલુ | બનાવેલું |
| પ્રારૂદ્ | રૂડુ |
| ભવ્યાત્માઓ | સૌભાગ્યશાળી આત્માઓ |
| ભાગ્યો | રાખમાં જન્મેલો કે ઉગેલો ઝૂંપો |
| ભેદ કારણી | હૃદયને ચીરી નાખે તેવી |
| ભેદે | ચીરી નાખે |
| મહાવ્રત | મોટુ ખુબ કઠણ વ્રત |
| મિથ્યાત્વ | અસત્ય માન્યતા કે ખોટી સમજ |
| મુહપતી | મોમની જેમ સાધુઓ મોઢા પર રાખવાનું કપડું |
| મેધાવી | બુદ્ધિશાળી |
| મૈથુન | નરમાદાનો સંભોગ |
| યત્નપૂર્વક | પ્રયત્નયુક્ત ધ્યાન પૂર્વક |
| યોગ | મન વાણી અને કાયાની પ્રવૃત્તિ |
| રજોહરણ | જૈન સાધુની પૂંજણી ઓઘો ગોછો |
| લઘુ માસિક પ્રાયશ્ચિત | પ્રાયશ્ચિત રૂપે ઉત્કૃષ્ટ એટલે સત્તાવીસ દિવસનું મધુ પણ માપવું અથવા તો સત્તાવીસ ઉપવાસ કરાવવા |
| લક્ષણ | ચિન્હ ગુણ |
| લાઉડસ્પીકર | ધ્વનિવર્ધક યંત્ર અવાજ મોટો કરી સમજાવનારૂં મશીન |
| લાવણ્ય | સૌંદર્ય સુંદરતા |
| લોચ | લુચન વાળને હાથેથી ઊખેડી નાખવા તે |
| વર્જનીય | તજવા યોગ્ય છોડવા લાયક |
| વ્રત | નિયમ પૂર્વકનું આચરણ |
| વહોરવુ | ભિક્ષા લેવી તે |
| વહોરાવવુ | ભિક્ષા આપવી તે |
| વિગય | ઘી દૂધ, દહીં, માખણ વગેરે પૌષ્ટિક પદાર્થ |
| વિશ્રમ | વિરામ યુક્ત હાશઆર |

| | |
|---|---|
| વિરાધક | ચારિત્રની વિરાધના ( નાશ ) કરનાર |
| વિહાર | ક્રમે ક્રમે પગે ચાલીને પ્રવાસ કરવો તે |
| વેદના | જીવો કે પ્રાણીને થતું દુઃખ કે પીડા |
| વૈરાગી | વૈરાગ્ય યુક્ત ગૃહસ્થ ત્યાગી |
| શ્રદ્ધા | આસ્થા વિશ્વાસ માન્યતા |
| શ્રાવક | જૈન ગૃહસ્થ કે જૈન ધર્મનો અનુયાયી |
| શ્રુતસ્કંધ | જૈન ધર્મ શાસ્ત્રના અધ્યાય કે પ્રકરણ |
| સચિત્ત | સજીવ જીવસહિત જેમાં ચેતનતા છે તે |
| સમૂર્છિમ | માબાપના સંયોગ કે ગર્ભ વિના સ્વાભાવિક ઉપજતા જીવો |
| સમિતિ | સત્ વર્તન |
| સમ્યક્ત્વ | સત્ય માન્યતા સાચી સમજણ |
| સર્વજ્ઞ | ત્રિકાળજ્ઞાની કેવળજ્ઞાની |
| સંઘયણ | શરીરનું બંધારણ |
| સંપ્રદાય | ધર્મનો ફિરકો ધાર્મિક વિભાગ |
| સંયમયાત્રા | ( ૧ ) સંયમી જીવન ( ૨ ) સાધુ જીવન |
| સંવત્સરી | [illegible] જૈન ધર્મનો સર્વશ્રેષ્ઠ પર્વ દિવસ |
| સંવર | બાહ્ય પ્રવૃત્તિમાંથી વિમુખ થઈ આત્માની સન્મુખ થવું તે આશ્રવનો નિરોધ કરવો તે |
| સંસાર ચક્રવાલમાં | સંસારના ચક્રમાં |
| સામાયિક | નિશ્ચિત સમય માટે સમતા પૂર્વક એકાગ્ર થવાનું નિત્યકર્મ |
| સાવદ્ય | પાપ સહિત પાપયુક્ત |
| સુખે સમાધિ | શરીરની સારી સ્થિતિમાં |
| સુઝતું | સાધુઓને ખપી શકે તેવું નિર્દોષ |
| સ્ખલના | ભૂલ ચૂક સન્માર્ગથી ચ્યુત થવું તે |
| સ્થાનક | અમુક જૈન સાધુઓ માટે બાંધેલું મકાન |
| સ્થાપિત | સાધુઓ માટે જ મુકરર કરી રાખેલું કે સ્થાપેલું |
| સ્વાધ્યાય | ધાર્મિક અભ્યાસ કે આત્મિક ચિંતન |
| સ્થિરવાસ | વૃદ્ધાવસ્થા કે માંદગીને કારણે સાધુઓએ એક જ સ્થાને રહેવું તે |

# સદ્દેશ

અયિભવ્યજનો !

ચાર ગતિ ચોરાસી લાખ જીવાયોનિરૂપ અનાદિ અનત સમાર ચક્રવાલમા પરિભ્રમણ કરતા ઘુણાક્ષરના ન્યાયે પૂર્ણ ભાગ્યના ઉદયે તમને મનુષ્યનો અદ્ભુત અવતાર મળ્યો, આર્યદેશ મળ્યો, ઉત્તમ કુળ મળ્યુ, તથા પાચે ઇદ્રિયો મળી હવે સદ્દેવ, સદ્ગુરૂ તેમજ સદ્ધર્મની પરીક્ષા કરીને મનુષ્ય જન્મ સફળ બનાવો, અને આત્મકલ્યાણ સાધો

સદ્દેવ, સદ્ગુરૂ અને સદ્ધર્મ ત્રણે અમૂલ્ય રત્નો છે છતા આ ક્ષેત્રમા સર્વજ્ઞ દેવોના અભાવે ધર્મનું સત્ય સ્વરૂપ સમજાવી ભવ્યાત્માઓને સમાર સમુદ્રથી તારનારા આ કળિયુગના જમાનામા સદ્ગુરૂ સિવાય બીજા કોઈપણ દૃષ્ટિગોચર થતા નથી માટે અત્રે સદ્દેવ અને સદ્ધર્મનુ વિવેચન નહિ કરીને મુખ્યરૂપે જૈન શાસ્ત્રોક્ત ન્યાયથી તથા પ્રસગોપાત્ત અન્ય શાસ્ત્રોના સમર્થનથી કે અન્ય મહાપુરૂષોના કથનો વડે સદ્ગુરૂ રત્નની જ પરીક્ષાના સાધનો એકત્રિત કરવામા આવ્યા છે આત્માર્થી મુમુક્ષુઓ ! તમારે માટે આ મારા દર્શાવેલા સાધનો કસોટીમા મદદરૂપ થશે, અને તમે પોતાની મેળે જ **પરીક્ષક બની** સદ્ગુરૂ રત્નની પરીક્ષા કરવામા અવશ્ય સફળતા પામશો

મુનિ ધનરાજ

# પરીક્ષક બનો



अरिहतो महदेवो, जावज्जीव सुसाहुणो गुरुणो ।
जिणपण्णत्त तत्त, इयसम्मत्त मए गहिय ॥

અર્થ — કર્મરૂપી શત્રુઓના હણનાર—અરિહંત દેવ મારા **દેવ** છે જીવન પર્યંત શુદ્ધ નિર્ગ્રંથ સાધુ મારા **ધર્મગુરૂ** છે સર્વજ્ઞ ભગવાને પ્રરૂપેલ “તત્ત્વ” મારો આત્મિક કલ્યાણ સાધનાર **સત્યધર્મ** છે એ સમ્યક્ત્વ (શ્રદ્ધા) ને મેં ગ્રહણ કર્યું છે

"અદ્ભુત છટા!" એક કહ્યુ

"અપૂર્વ ઉદાહરણો" બીજાએ જણાવ્યુ

"અનુપમ જ્ઞાન" ત્રીજાએ હૃદયના ઉદ્ગાર કાઢ્યા

વ્યાખ્યાન સાભળીને ઘર ભણી જઈ રહેલા શ્રોતાઓ અંદર અંદર વાતચીત કરી રહ્યા હતા

"કવિરાજ! તમે કેમ ચુપ છો?" ચોથાએ એક આધેડ વ્યક્તિ તરફ લાક્ષણિક હાસ્ય કરી કટાક્ષ ફેંક્યો

"ભાઈઓ!" કવિરાજે ખુખારો ખાતા પોતાનુ વક્તવ્ય શરૂ કર્યું "ખરૂ પૂછો તો આવુ પ્રભાવશાળી વ્યાખ્યાન મારી જિંદગીમા મેં પહેલવહેલુ જ સાભળ્યુ છે વર્ષાઋતુનો પ્રથમ ગર્જારવ સાભળીને મયૂરના હૃદયની જે સ્થિતિ થાય છે, પ્રાવૃટ્ના પ્રથમ બિંદુઓ મુખમા પડતા ચાતકના હૈયા જે હાવત અનુભવે છે, લીલા વૃક્ષોના દર્શન થતા ચિર પિપાસિત રણનો મુસાફર લાગણીના જે પૂરમાથી પસાર થાય છે, તે સઘળો અનુભવ આજે મને થયો છે છેલ્લા કેટલાક દિવસો થયા મારા હૃદયમા જે મનોમથનો ચાલતા હતા અને જેના લીધે મારૂ મન અતિ વ્યગ્ર રહેતું હતુ તે આજે પરમ શાંતિનો અનુભવ કરે છે મુનિશ્રીના આ મધુર ઉપદેશને શેની ઉપમા આપવી તે સમજ પડતી નથી"

" તમારા જેવા કવિઓને જ્યારે ઉપમા ન જડે ત્યારે અમા જેવાનુ શુ ગજુ ? " પાચમા નવયુવકે ટાપશી પૂરી

'બધુઓ !' કવિરાજ કાઇક ઉત્તેજિત થઈને બોલ્ય 'કેટલીકવાર ઉપમાઓને પણ ખોવાઈ જવુ પડે છે તેમાયે યથાર્થ ઉપમા પ્રાપ્ત થવી અતિ દુર્લભ છે મુનિરાજ ત્યાગી-વૈરાગી હોવાથી એમની વાણીમા એટલી શીતળતા હતી કે તેને ચદ્રની જ્યોત્સ્ના સાથે સરખાવવાનુ દિલ થયુ, પણ બીજી જ ક્ષણે ખ્યાલ આવ્યો કે એ વાણીમા તો ગમે તેવા જડ હૃદયને પિગળાવી નાખે તેવી જ્ઞાનની ઉષ્મા પણ હતી ત્યારે શુ પ્રભાકરના પ્રચડ કિરણોની સાથે તેની સરખામણી કરવી ? ના, ના, ! એ ઉપમા પણ એકાગીજ બની જાય છે એમના વાણીપ્રવાહમા તો અપૂર્વ ગભીરતા હતી અદ્ભુત લાલિત્ય હતુ તેનુ શુ ? સજ્જનો ! આજના વ્યાખ્યાન માટે મારે એકજ વિશેષણ આપવાનુ છે અને તે " નિરૂપમ "

આમ વાણી વિનોદ કરતા સહુ પોતપોતાને ઘેર પહોચ્યા

ગુલાબની સુવાસની જેમ મુનિશ્રીની વિદ્વત્તાના વખાણ જનતામા પ્રસરી ગયા સહુના દિલમા એ વ્યાખ્યાન સાભળવાની તમન્ના જાગી ઊઠી થોડા દિવસ બાદ જ્યારે નગરલોકોએ જાણ્યુ કે મુનિશ્રીનુ જાહેર વ્યાખ્યાન શહેરના મધ્ય ચોકમા ગોઠવાયુ છે, ત્યારે તેમના આનદનો પાર રહ્યો નહિ

વૃદ્ધો અને યુવાનો, સ્ત્રીઓ અને બાળકો, કર્મચારીઓ અને વ્યાપારીઓ વગેરે નાના મોટા ઘણા શહેરીજનો તેમા હાજર થયા, નસ્રપણે જમીન પર આપુરૂપે ગોઠવાઈ ગયા ' મહગુરૂનો મહિમા ' આજના વ્યાખ્યાનનો વિષય

મુનિશ્રીએ મગળાચરણનો પ્રારભ કરતા સર્વ પ્રજાજનો ઉભા થયા, વિનયથી હાથ જોડ્યા અને મગળાચરણ પૂર્ણ થતા શાતિથી પોતપોતાની બેઠક લીધી ધીર અને ઉદાત્ત સ્વરે મુનિશ્રીએ વ્યાખ્યાન શરૂ કર્યું —

"અયિભવ્યાત્માઓ !"

જીવન સુખમય બનાવવા માટે આજે સમસ્ત સસારી જીવો પ્રયત્નશીલ થઈ રહ્યા છે બાળ બાલિકાઓ વખતસર ખૂબ જ કાળજીપૂર્વક સ્કૂલો કે કોલેજોમા જઈ વિભિન્ન પ્રકારની વિદ્યાઓનુ અધ્યયન કરી રહ્યા છે વ્યાપારી વર્ગના લોકો ખાનપાનનુ પણ ભાન ભૂલી એક ધન મેળવવામા જ સલગ્ન થઈ —

"हिरण्यमेवार्जय निष्फला गुणा"

(ધનનો જ સચય કરો, ધન વિના બીજા ગુણો બધા નકામા છે) નો પાઠ ગતદિવસ નિરતર ગોખી રહ્યા છે રાજા મહારાજાઓ કુળ ક્રમથી ચાલતી આવેલી પોતાની રાજસત્તા સહર્ષ પ્રજાના હાથમા સોપે છે જ્ઞાનદૃષ્ટિથી વિચારતા આ બધાનુ ધ્યેય એક જ દેખાય છે કે 'જીવન સુખમય કેમ બને ?'

અહીંયા તર્ક ઉદ્ભવે છે કે "શુ સુખના મૂળની શોધ થયા વિના આમ બાહ્ય દોડધામથી સુખનુ દર્શન થઈ શકશે ?" 'શુ વૃક્ષના મૂળને સીંચ્યા સિવાય ફળફૂલ મળી શકશે ?" ઉત્તર એમ જ મળશે કે "નહિ નહિ કદાપિ નહિ મૂળની પુષ્ટિ વિના બાહ્ય સાધનો લાભદાયી ન જ થઈ શકે " કવિએ કહ્યુ પણ છે કે "मूल नास्ति कुत शाखा" જેનુ મૂળ જ નહિ હોય તેની શાખા ક્યાથી આવે ?

હવે વિચારવાનુ એજ રહે છે ' સુખનુ મૂળ શુ ?" સિદ્ધાત પ્રમાણે સમાધાન તરત જ થઈ જાય છે કે "સુખનુ મૂળ ધર્મ છે"

જે મહાનુભાવોએ ધર્મનું આરાધન કર્યું છે તથા જે કરે છે અને જે કરશે, તેઓ સુખી થયા છે, થાય છે અને થશે

આજે દુનિયામા કોઈ રૂપવાન છે અને કોઈ કુરૂપ, કોઈ વિદ્વાન છે અને કોઈ મૂર્ખ, કોઈ નીરોગી છે અને કોઈ રોગી, કોઈ શૂરવીર છે અને કોઈ કાયર, તથા કોઈ રાજા છે અને કોઈ રક આ જુદાપણાનું કારણ પૂર્વકૃત ધર્મ અને અધર્મ (પાપ) જ છે ધર્મ કરનારા આનદમા ઝુલી રહ્યા છે, તેમજ અધર્મ (પાપ) કરનારા ચિંતા, શોક કે સતાપમા જીવન વ્યતીત કરી રહ્યા છે

આ સસારની વિચિત્રતા જોતા પ્રાણીમાત્રનુ સર્વ પ્રથમ કર્તવ્ય એજ થાય છે કે પાપથી બચીને ધર્મનુ આરાધન વિશેષ રૂપથી કરે, પણ આરાધન ત્યારેજ થાય કે જ્યારે ધર્મ અને અધર્મ (પાપ) નું સત્ય સ્વરૂપ સમજવામા આવે સમજવામા ત્યારેજ આવે કે જ્યારે સદ્ગુરુનો મેળાપ થાય, અને મેળાપ ત્યારેજ થાય કે જ્યારે પ્રાણી પોતે સદ્ગુરુની શોધમા સપૂર્ણ રીતે ધ્યાન આપે

પ્રત્યેક આસ્તિક દર્શનાનુયાયીઓ આ વાત તો માન્યજ રાખે છે કે "જેમ ભૂખ્યાને અન્નની જરૂર છે, અને તરસ્યાને પાણીની જેમ ડુબતાને વહાણની જરૂર છે અને આધળાને લાકડીની એ જ ન્યાયે જન્મમરણથી ગભરાયેલા પ્રાણીવર્ગને સદ્ગુરુની પણ ખાસ જરૂર છે

શાસ્ત્રકારોએ સદ્ગુરુનો મહિમા સ્થાને સ્થાને ખૂબ જ વર્ણવ્યો છે "અનતજ્ઞાની શિષ્યે પણ સદ્ગુરુની સેવા પૂજા કરવી" એમ શ્રી દશવૈકાલિક સૂત્રમા કહ્યું છે તથા હિંદુ શાસ્ત્રના એક પ્રસિદ્ધ શ્લોકમા ગુરૂને બ્રહ્મા, વિષ્ણુ, દેવ, મહેશ્વર કે પરબ્રહ્મ કહ્યા છે તે શ્લોક પણ ધ્યાન આપવા જેવો છે —

गुरुर्ब्रह्मा गुरुर्विष्णु:, गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परब्रह्म, तस्मै श्रीगुरवे नमः ॥

તથા

**गुरु गोविंद दोनों खड़े, किसके लागूं पाय ।**
**बलिहारी गुरुदेवकी, गोविंद दिया बताय ॥**

આ હિંદુ ધર્મના પ્રસિદ્ધ દોહરામાં ભગવાનથી પણ ગુરૂનો દરજ્જો વિશેષ દેખાડવામાં આવ્યો છે વાસ્તવમાં સદ્ગુરૂનો મહિમા જેટલો ગવાય એટલો ઓછો જ છે

સદ્ગુરૂના સદ્બોધ વિના બીજું કોઈપણ મોક્ષ મેળવવામાં સહાયક થઈ શકતું નથી. જેમ એન્જિનિઅર વિના નગરનું બાંધકામ બરાબર નથી થઈ શકતું માસ્તર વિના છોકરા નથી ભણી શકતા, અને ડ્રાઈવર વિના રેલ-ગાડી કે બીજા કોઈપણ વાહન નથી ચાલી શકતા, તેજ પ્રમાણે સદ્ગુરૂ વિના બદ્ધાત્માઓનું કલ્યાણ પણ નથી થઈ શકતું, માટે મુમુક્ષુ આત્માઓએ સદ્ગુરૂની સાથે પોતાનો સંબંધ અવશ્ય જોડી લેવો જોઈએ

પાવર હાઉસની સાથે જે વ્યક્તિઓ પોતાનો તાર જોડી દેશે, તેઓને ઘેર બેઠા વીજળીનો પ્રકાશ મળી જશે. એંજિનની સાથે જે ડબ્બાઓ જોડાઈ જશે તે નિ:સંદેહ સ્ટેશનના પ્લેટફોર્મ પર પહોંચી જશે. વહાણની પાછળ જે મછવા બંધાઈ જશે, તે નાચતા કૂદતા બેધડક દરિયાને કિનારે જઈ લાગશે તેમજ મુમુક્ષુઓ સદ્ગુરૂના શરણમાં પડી જશે, તેઓ સાંસારિક દુ:ખોથી મુક્ત થઈ અનંત આત્મિક આનંદનો અનુભવ અવશ્ય કરશે જ

આજ ભારતવર્ષમાં સાંભળવા પ્રમાણે જો સત્ય હોય તો અંદાજે ૭૦,૦૦,૦૦૦ (સીત્તેર લાખ) જેટલા સાધુ, સન્યાસી, ફકીર કે ભિક્ષુઓ છે આ મોંઘવારીને હિસાબે દરેકની પાછળ જો માત્ર આઠ આના પણ રોજનો ખર્ચ હોય તો દરરોજ ૩૫,૦૦,૦૦૦

(પાંત્રિસ લાખ) રૂપિયાનો, દર મહિને ૧૦,૫૦,૦૦,૦૦૦ (દશ કરોડ પચાસ લાખ) નો, અને દર વર્ષે ૧,૨૬,૦૦,૦૦,૦૦૦ (એક અબજ છ વીશ કરોડ) રૂપિયાનો ખર્ચ થાય છે અને ભારતવર્ષ તે સહર્ષ સહન કરે છે બે પૈસાની પિપરમીટ કે બરફ માટે નાનો છોકરો ભલે રડતો હોય, વીસ રૂપિયાની સાડી માટે બાયડી ભલે બબડતી હોય, મર્સરાઈઝડ ધોતિયાના જોડા માટે પોતાનું મન ભલે તલસતુ હોય, પણ સાધુ સન્યાસીઓને માટે તો સારામા સારા ભોજન, વસ્ત્ર, મકાન કે બીજી જરૂરિયાત પૂરતી ચીજ હાજર કરવામા ભારતવાસી લોકો અર્ધી રાતે પણ ઘણે ભાગે તૈયાર જ રહે છે અહા! કેવી અજબ છે ભારતવાસીઓની ભક્તિ?

આવી ભક્તિની સાથે સદ્ગુરૂ અને કુગુરૂની પરિક્ષા કરવાનુ કાર્ય પણ ઘણુંજ અગત્યનુ છે બે પૈસાની હાંડલી લેતા પુરૂષો ત્રણ ટકોરા મારીને જુએ છે કે "ફૂટેલી ન નીકળી જાય" બે આનાનુ શાક ખરીદતા માણસો નખ જ્યાએ ફરી તપાસ કરે છે કે "ક્યાય વાસી સડેલુ ન આવી જાય" કાપડ લેતી વખતે કાપડિયાઓ તેના તાર ગણે છે, અથવા તો મસળીને પરિક્ષા કરે છે કે "રહીથી પાનુ ન પડી જાય" સોનાને લેતી વખતે લોકો કસોટીના પત્થર પર કસીને તપાસે છે કે "ક્યાય રોલ્ડગોલ્ડ ન લેવાઈ જાય" મોતી, હીરા, પાના, માણેક વગેરે રત્નોના વ્યાપાર કરતા ઝવેરીઓ આઈ ગ્લાસ કે બીજા સાધનોથી ધ્યાનપૂર્વક જુએ છે, કે "નકલી ઈમીટેશનમા ફસાઈ ન જવાય"

ઉપરની બાબતોમા જો કદાચ ભૂલથાપ ખાઈ જવાય તો ક્ષણિક પુદ્ગલિક (સહેજ સાંસારિક) સુખનો ગેરલાભ થઈને જ બસ થાય છે, પણ જો સદ્ગુરૂને બદલે કુગુરૂના ફદામા ફસાઈ જવાય, અને અવળે માર્ગે ચઢી જવાય, તો અનત આત્મિક સુખોનુ નુકશાન થઈ જાય છે માટે અધિભવ્યજનો! સાધુના વેશથી નહિ

લક્ષચાઈ શાસ્ત્ર મુજબ પરીક્ષા કરીને કુગુરુનો ત્યાગ કરો, અને સદ્‌ગુરુને ધારણ કરો" એમ કહી મુનિશ્રીએ વ્યાખ્યાન સમાપ્ત કર્યું

આ હૃદયસ્પર્શી તથા દલીલથી ભરેલા અદ્‌ભુત વ્યાખ્યાને શ્રોતા વર્ગમા ભારે ખળભળાટ મચાવી દીધો, અને "સદ્‌ગુરુની શોધ કરવી બહુ જ જરૂરી છે" એ વાત એકેએક વ્યક્તિના મનમા બરાબર ઠસી ગઈ, પછી ભલે તે વ્યક્તિ જૈન, વૈષ્ણવ, આર્યસમાજિસ્ટ, શિખ, મુસ્લિમ, પારસી કે ક્રિશ્ચિયન હોય જિજ્ઞાસુઓની એક મોટી મડળી મુનિશ્રીની પાસે આવી ને કંઈક પૂછવાની ઉત્સુકતા જાહેર કરવા લાગી પ્રશ્નકર્તાઓમા મુખ્ય ત્રણ યુવકો હતા, દિનેશચન્દ્ર, સુરેશચન્દ્ર અને ત્રીજા રમેશચન્દ્ર આ ત્રણે ગમે તે ધર્મના અનુયાયી હશે, છતા સુધારક વિચારના હોવાથી પક્ષપાત કે રૂઢિચુસ્તતા જેવી વસ્તુ તેઓમા ન હતી, કેવળ સત્યના જ શોધક કે ગ્રાહક હતા

દિનેશચન્દ્ર—ગુરુદેવ! આજે આપશ્રીએ વ્યાખ્યાનમા જે સદ્‌ગુરુનુ મહત્ત્વ વર્ણવ્યુ તે સાભળી "સદ્‌ગુરુ કોને કહેવાય?" એ બાબત સમજવા માટે અમારા મનમા અપૂર્વ ઉત્સાહ ઉત્પન્ન થયો છે હવે જો આપશ્રીને અનુકૂળતા હોય તો સમજાવવાની કૃપા કરો

મુનિશ્રી—ઘણા જ હર્ષનો વિષય છે કે તમારા જેવા આજના સુધરેલા યુવકો પણ સદ્‌ગુરુ તત્ત્વ સમજવા માટે આવો ઉત્સાહ ધરાવે છે લો, સાભળો એકડે એકથી માડીને આખુ "ગુરુતત્ત્વનુ વિવેચન"

ગુરુ શબ્દમા બે અક્ષરો છે 'ગુ' અને 'રુ' આ બન્ને અક્ષરોનુ વિવેચન નીચે મુજબ કરવામા આવ્યુ છે—

गुकारस्त्वन्धकारः स्याद्, रुकारस्तन्निरोधकः ।
अन्धकारविनाशित्वाद् गुरुरित्यभिधीयते ॥
' अद्वयतारकोपनिषद् "

અર્થ —'ગુ' નામ અંધકારનું છે, અને 'રુ' નામ તેને રોકનારનું છે, એટલે ગુરૂ શબ્દનો અર્થ થયો —'અજ્ઞાનરૂપ અંધકારને રોકનાર પુરૂષ' તથા ગુરૂ શબ્દનો બીજો અર્થ છે— "ગૌરવયુકત વ્યકિત" તે ગુરૂ બે પ્રકારના હોય છે —સાંસારિક ગુરૂ અને ધાર્મિક ગુરૂ સાંસારિક ગુરૂ વળી બે પ્રકારના —કળાગુરૂ અને શિલ્પગુરૂ કળાગુરૂ તે શસ્ત્ર, શાસ્ત્ર વગેરેની કલાઓનો અભ્યાસ કરાવનાર તથા રાજનીતિ કે સંસારનીતિ શીખવનાર, અને શિલ્પ ગુરૂ તે અનેક પ્રકારના શિલ્પ-હુન્નરનું શિક્ષણ આપનાર આ થઈ ગયું સાંસારિક ગુરૂનું વર્ણન હવે ધાર્મિકગુરૂ તેને કહી શકાય કે જે સાધુ સબંધી ધર્મોનું સંપૂર્ણ રીતે પાલન કરી, પોતે તરે અને સત્ય ઉપદેશ આપી શરણાગત પ્રાણીઓને સંસાર સમુદ્રથી તારે

દિનેશ—સાહેબ! સાધુ સબંધી ધર્મો કેટલા અને કયા કયા છે?

મુનિશ્રી—ધર્મ ખાસ કરીને પાંચ માનવામાં આવે છે— (૧) અહિંસા (૨) સત્ય (૩) અસ્તેય (૪) બ્રહ્મચર્ય (૫) અપરિગ્રહ

જૈન શાસ્ત્રોમાં તેમજ અન્ય ગ્રંથોમાં આ સબંધના નીચે પ્રમાણે ઉલ્લેખો મળી આવે છે

"अहिंस सच्च च अत्तेणग च तत्तो अ बभ अपरिग्गह च ।
' જૈન ઉત્તરાધ્યયન સૂત્ર "

અર્થ— અહિંસા, સત્ય, અસ્તૈન્યક, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ પાંચ મહાવ્રત છે

अहिंसा सत्यमस्तेयं, त्यागो मिथुनवर्जनम् ।
पञ्चव्रतेषु धर्मेषु, सर्वे धर्माः प्रतिष्ठिताः ॥

અર્થ — અહિંસા, સત્ય, અસ્તેય, પરિગ્રહત્યાગ અને બ્રહ્મચર્ય આ પાંચે ધર્મોમાં આખા સંસારના સર્વે ધર્મો સમાઈ ગયેલા છે એમ પણ કહેવામાં આવ્યું છે

अहिंसासत्याऽस्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ।

" યોગદર્શન સાધના પદ સૂત્ર ૩૦ "

અર્થ — અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમ છે

1 Thou shalt not kill
(તારે હિંસા કરવી નહિ )

2 Thou shalt no commit adultery
(તારે પરસ્ત્રીગમન કરવુ નહિ )

3 Thou shalt not steal
(તારે ચોરી કરવી નહિ )

4 Thou shalt not bear false witness again t thy neighbour
(તારે પડોસી વિરૂદ્ધ જુઠી સાક્ષી આપવી નહિ )

5 Thou shalt not covet.
(તારે તૃષ્ણા કરવી નહિ )

" બાઈબલ "

આમ વિશાળ દૃષ્ટિથી અનેક શાસ્ત્રોનું અવલોકન કરતા એક જ સરખા આ પાચે ધર્મ મળી આવે છે માટે મુખ્ય અને જગત્માન્ય છે

આ પાચે ધર્મોનું પાલન બે પ્રકારથી થાય છે —આંશિક રૂપથી અને સપૂર્ણ રૂપથી આંશિક રૂપથી પાલન કરનાર શ્રાવક કે સદ્‌ગૃહસ્થ કહેવાય છે * અને સપૂર્ણ રૂપથી પાળનાર સદ્‌ગુરૂ, ધર્મગુરૂ કે સાચા સાધુના નામથી ઓળખાય છે

જૈન શાસ્રોમા સાચા સાધુઓને માટે "पच महव्वय जुत्तो" (સાધુ સપૂર્ણ પચ મહાવ્રતોના ધારક હોય) એવુ વિશેષણ જોડવામા આ યુ છે, તથા સાચા બ્રાહ્મણને માટે પણ એમજ કહ્યુ છે

अहिंसा सत्यमस्तेय, ब्रह्मचर्याऽपरिग्रहौ ।
कामक्रोधनिवृत्तश्च, ब्राह्मण म युधिष्ठिर ॥

અર્થ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચય, અપરિગ્રહ એમ પાચે ધર્મયુક્ત હોય અને કામ ક્રોધથી નિવૃત્ત હોય, હે યુધિષ્ઠિર ! તેનું નામ બ્રાહ્મણ છે

અહીંઆ લક્ષણો જોતા બ્રાહ્મણ નામ સાધુનું જ દેખાય છે

**શ્રી ગૌતમબુધ્ધે** પણ અરિ તના નવ લક્ષણોમા પહેલા પાચ આજ બતાવ્યા છે —

૧ હણવાની બુદ્ધિથી કોઈ જીવની હિંસા કરે નહિ
૨ નહિ આપેલી વસ્તુ લે નહિ
૩ અખડ બ્રહ્મચર્ય પાલન કરે
૪. જાણી જોઈને જુઠુ બોલે નહિ
૫ સસારી અવસ્થાની માફક પરિગ્રહનો સંચય કરે નહિ

---

* "ગૃહસ્થધર્મ" [illegible]

દિનેશ—ગુરૂદેવ! સાધુના પાચ મહાવ્રત, પાચ યમ, અથવા પાચ લક્ષણ હોય છે, એમ નામ માત્ર તો અમે સમજી ગયા, પરતુ હવે વિસ્તારપૂર્વક સમજાવવાની કૃપા કરો

મુનિશ્રી—ભાઈ! પાચ મહાવ્રતોમા નવ પ્રથમ અહિંસાનુ મહાવ્રત છે અને તે સ્વીકારનાર સાધુઓને "સવ્વાઓ પાણાઈવાયાઓ વેરમણ" સર્વ પ્રકારે ત્રણ કરણ અને ત્રણ યોગથી (નવ કોટિએ) જીવ હિંસા કરવાના આખી જિંદગી સુધી ત્યાગ હોય છે

સુરેશ – કરણ યોગ એટલે શુ?

મુનિશ્રી—કરવુ કરાવવુ અને અનુમોદવુ-કરતાને સારૂ જાણવુ આ ત્રણ કરણ છે તથા મન, વચન, કાયા આ ત્રણ યોગ કે એક એક યોગની સાથે ત્રણ ત્રણ કરણ ગણવાથી નવ ભાગા થઈ જાય છે તેને જ નવ કોટિ કહેવાય છે

વિશેષ સ્પષ્ટતા માટે નીચે મુજબ સમજો

૧ સાધુ મનથી જીવ હિંસા કરે નહિ

૨ સાધુ મનથી જીવ હિંસા કરાવે નહિ

૩ સાધુ મનથી જીવ હિંસા કરતાને અનુમોદે નહિ

૪ સાધુ વચનથી જીવ હિંસા કરે નહિ

૫ સાધુ વચનથી જીવ હિંસા કરાવે નહિ

૬ સાધુ વચનથી જીવ હિંસા કરતાને અનુમોદે નહિ

૭ સાધુ કાયાથી જીવ હિંસા કરે નહિ

૮ સાધુ કાયાથી જીવ હિંસા કરાવે નહિ

૯ સાધુ કાયાથી જીવ હિંસા કરતાને અનુમોદે નહિ

આમ નવ કોટિએ સાધુઓને જીવ હિંસાના ફરજિયાત ત્યાગ હોય છે તથા "ગીતાજી"મા પણ શ્રી કૃષ્ણ કહે છે —

**सर्वारम्भपरित्यागी, यो मद्भक्तः स मे प्रियः ।**

**અર્થ** "સર્વથા આરંભ-હિંસાનો ત્યાગી હોય તે મારો ભક્ત છે, અને તે જ મને પ્રિય છે"

તથા **સંત તુલસીદાસજીએ** પણ કહ્યુ છે કે —

**तनकर मनकर वचनकर, देत न काहु दुःख।**
**तुलसी पातक झड़त है, देखत वाका मुख॥**

સુરેશ—ઠીક સાહેબ! નવ કોટિ તો જાણુમા આવી ગઈ પણ મન, વચન અને કાયાથી હિંસા કઈ રીતે થાય? તે જરા વિસ્તારપૂર્વક સમજાવો

મુનિશ્રી—મનથી કોઈને મારવાનો વિચાર કરવો, કોઈને નીચો પાડવાની ભાવના કરવી, તથા કોઈના ઈર્ષા દ્વેષ કરવા, એ "માનસિક હિંસા" છે **મહાત્મા ગાંધી** પણ કહે છે કે —

"અહિંસા એ માત્ર આચરણનો સ્થૂળ નિયમ નથી પણ એ મનની વૃત્તિ છે, જે વૃત્તિમા ક્યાય પણ દ્વેષની ગંધ સરખી રહે નહિ તે અહિંસા

"ગાંધી વિચારદોહન" પૃ૦ ૮

વચનથી કોઈને ગાળો બોલવી, ધમકાવવો કે 'તને મારીશ' એમ બોલવુ તે 'વાચિક હિંસા' છે

કાયાથી કોઈને મારવો, કૂટવો કે જીવ કાયા જુદા કરી નાખવા, તે 'કાયિક હિંસા' છે સાધુઓએ કોઈપણ પ્રકારની હિંસા કરવી નહિ, અને '**अहिंसा परमो धर्मः**' નું પૂર્ણ રીતે પાલન કરવું

સુરેશ-સાહેબ! હિંસાનું વર્ણન તો ધ્યાનમા આવી ગયું, પણ જીવ કહેવાય કોને? તે વિષય પર જરા પ્રકાશ પાડો

મુનિશ્રી— ભાઈ! જેમા ચેતનતા હોય તે જીવ. આ જીવનું અસાધારણ-ખાસ લક્ષણ છે

સુરેશ— જીવના પ્રકાર કેટલા?

મુનિશ્રી— જૈન શાસ્ત્રોમા જીવ છ પ્રકારના વર્ણવ્યા છે

સુરેશ—ગુરૂદેવ! કયા કયા?

મુનિશ્રી—પૃથ્વીકાય-માટી, પથર, સોનું, ચાંદી, હીરા, પાના, માણેક, ગેરૂ, ગોપીચંદન, હીંગળોક વગેરે ખનિજ પદાર્થો

સચિત્ત પૃથ્વીના એક ચણા જેટલા કટકામા અસખ્ય એકેંદ્રિય જીવો હોય છે

અપ્કાય-કૂવા, વાવ, તળાવ, નદી, સમુદ્ર, વરસાદ કે ઝાકળ વગેરેનું કાચુ પાણી

કાચા પાણીના એક ટીપામા અસખ્ય એકેન્દ્રિય જીવો હોય છે

તેજસ્કાય-સર્વ પ્રકારનો અગ્નિ-દેવતા અગ્નિની એક ચિનગારીમા અનખ્ય એકેન્દ્રિય જીવો હોય છે

વાયુકાય-સર્વ પ્રકારની સચિત્ત હવા-પવન હવામા અસખ્ય એકેંદ્રિય જીવો હોય છે એક્વાર પખા વગેરેથી હવા લેતા અસખ્ય જીવોની હિંસા થાય છે

વનસ્પતિકાય—ઝાડ, પાન, ઘાસ, ફળ, ફૂલ, કદમૂળ વગેરે સર્વ પ્રકારની લીલોતરી એમા સખ્ય અસખ્ય કે અનત એકેંદ્રિય જીવો હોય છે

સુકા અનાજમા કે પાકા દાડમ, કેરી, ખજુર વગેરે ફળોમા સખ્ય એટલે દાણા કે ગોટલી જેટલા જીવ હોય છે તથા લીલા ઘાસ, ઝાડ, પાન, ફૂલ વગેરેમા અસખ્ય જીવો હોય છે તેમજ લસણ, કાદા, બટાટા, સૂરણ, મૂળા વગેરે કદમૂળમા સોયના અગ્રભાગ જેટલી જગ્યામા અનન જીવો હોય છે

પૃથ્વીકાય આદિ પાચે એકેંદ્રિય જીવ કહેવાય છે એકેંદ્રિય જીવને ફક્ત એક સ્પર્શ ઇદ્રિય જ હોય છે એટલે જીભ, નાક, આખ કે કાન કાઈ હોતા નથી

**ત્રસકાય**—હાલતા ચાલતા દરેક જીવો, એના ચાર ભેદ છે –

(૧) **બેઈદ્રિય**—ચેળ (ઇયળ), પોરા, નાખ, કૃમિ, અળસિયા, કીડા વગેરે બેઇદ્રિય જીવોમા સ્પર્શ (ચામડી) અને રસ (જીભ) એમ બે ઇદ્રિયો હોય છે

(૨) **તેઈદ્રિય**—કીડી, મકોડા, જૂ, લીખ, ચાચડ, માકડ વગેરે આ જીવોમા ચામડી, જીભ અને નાક એમ ત્રણ ઇદ્રિયો હોય છે

(૩) **ચોઈદ્રિય**—માખી, મચ્છર તીડ, પતગિયા, ભ્રમર, વીંછી, કસારી વગેરે આ જીવોમા ચામડી, જીભ, નાક અને આખ એમ ચાર ઇદ્રિયો હોય છે

(૪) **પચેદ્રિય**ના ચાર ભેદ છે —

(અ) **નરકપચેંદ્રિય**—નરકમા રહેલા પાપી જીવો

(બ) **તિર્યન્ચ પચેંદ્રિય**—મચ્છ, કચ્છ, ગાય, ભેસ, સિહ વાઘ હાથી, ઘોડા, ગધેડા, સાપ, અજગર ઉંદર, નોળિયા, કાગડા, હસ, ચકલા, કબૂતર, પોપટ, મોર વગેરે પશુપક્ષીઓ

(क) મનુષ્ય પચેંદ્રિય—સર્વ પ્રકારના મનુષ્યો

(ख) દેવ પચેંદ્રિય—દેવ, દાનવ—(દૈત્ય, ભૂત, પિશાચ) સૂર્ય, ચંદ્ર વગેરે દેવો

આ બધા પચેંદ્રિય જીવોમા (૧) ચામડી, (૨) જીભ, (૩) નાક, (૪) આખ અને (૫) કાન એમ પાચ ઇદ્રિયો હોય છે

સુરેશ–સાહેબ! બીજુ તો ઠીક પણ એક ચણા જેટલા માટીના કટકામા તથા પાણીના એક ટીપામા કે અગ્નિની એક ચિનગારીમા અસખ્ય જીવ તથા સોયની અણી (અગ્રભાગ) પર ટકે એટલા કન્દમૂળમા અનત જીવો જે આપશ્રીએ ફરમાવ્યા તે સમજમા કઈ રીતે આવી શકે?

મુનિશ્રી–ભાઈ! ધારો કે લાખો દવાઓનુ મિશ્રણ કરી પછી તેનુ અર્ક કે એસેન્સ બનાવવામા આવે, અને તે અર્કમા એક સોયની અણી ડુબાડીને પછી તમને પુછવામા આવે કે "કહો આ સોયની અણી પર રહેલા અર્કમા લાખો દવાઓ છે કે ઓછીવત્તી? સુરેશભાઈ! શુ ઉત્તર આપશો?

સુરેશ–સૂક્ષ્મતાથી તો લાખો દવાઓનો જ અશ કહેવો પડશે

મુનિશ્રી–ભાઈ! આ તો કૃત્રિમ વસ્તુ છે છતા પણ સોયની અણી પર લાખો દવાઓનો સમાવેશ થઈ ગયો તો પછી પૃથ્વી, પાણી કે અગ્નિ વગેરેમા સ્વાભાવિક રીતે અસખ્ય–અનત જીવો રહેલા હોય તેમા શકા કરવાને સ્થાન જ ક્યા રહ્યુ? જો કે આપણે જ્ઞાનની અલ્પતાને લીધે આ જોઈ શકતા નથી, પણ આગમ (શાસ્ત્રો) પ્રમાણથી તે સિદ્ધ થયેલી વસ્તુ છે

સુરેશ—સાહેબ! એકેંદ્રિય જીવો સુખ દુ ખનો અનુભવ કરતા હશે ખરા ?

મુનિશ્રી—ભાઈ! એવો એક પણ જીવ નથી કે જેને સુખ દુ ખનો અનુભવ ન થતો હોય

સુરેશ—આખ, કાન, નાક, જીભ કે મન વિના એકદ્રિય જીવો સુખ દુ ખ કેમ અનુભવતા હશે ?

મુનિશ્રી—ભાઈ! શ્રી આચારાગ સૂત્રના પહેલા અ ધ્યયનમા આવો જ તમારા જેવો પ્રશ્ન **શ્રી ગૌતમસ્વામીએ શ્રી મહાવીર પ્રભુની** પાસે કર્યો છે ત્યારે પ્રભુએ ઉત્તર આપ્યો છે કે —

"હે ગૌતમ! કોઈ એક બળિષ્ટ પુરૂષ એક જન્માધ જન્મબધિર (બહેરો) અને જન્મમૂક (મૂગો) અશક્ત પુરૂષના આખ, કાન, નાક વગેરે શરીરના મહાકોમળ અગીરા સ્થાનોને ભાલાથી ભેદે અને તલવારથી છેદે તે વખતે તે અશક્ત પુરૂષ જેવી મહા ભયકર વેદના અનુભવે છે તેવી જ ઘોર વેદના એકેન્દ્રિય જીવો છેદન, ભેદન, મર્દન કે સ્પર્શ કરતા અનુભવે છે, પરતુ તે નિચાગ પરવશતાને લીધે વ્યક્તપણે બીજાને જણાવી શકતા નથી

સુરેશ—આપશ્રીનું વિવેચન જૈન શાસ્ત્ર પ્રમાણે તો બરાબર જ હશે છતા આ બાબતમા બીજા પણ કોઈ શાસ્ત્રોના પ્રમાણ હોય તો ફરમાવવાની કૃપા કરો

મુનિશ્રી—સુરેશભાઈ! આટલું બધુ ઝીણવટથી તો આ વિષયનું વર્ણન જૈન શાસ્ત્રો સિવાય જોવામા નથી આવતું, છતા પૃથ્વી વગેરેમા જીવ છે એમ તો શ્રીકૃષ્ણના વચનથી પણ સાબિત થાય છે જેમ કે —

पृथिव्यामप्यहं पार्थ ! वायावग्नौ जलेऽप्यहम् ।
वनस्पतिगतश्चाहं, सर्वभूतगतोऽप्यहम् ॥
यो मां सर्वगतं ज्ञात्वा, न च हिंसेत् कदाचन।
तस्याहं न प्रणश्यामि, न च मां स प्रणश्यति ॥

**અર્થ** –હે અર્જુન ! પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ–હવા, વનસ્પતિ અને સર્વ ભૂતમા (હલનચલન કરનાર બધા જીવોમા) હુ વ્યાપ્ત છુ જે મને સર્વવ્યાપક સમજી મારી હિંસા નથી કરતા, તેઓની હિંસા હુ પણ નથી કરતો ”

એમ શ્રીકૃષ્ણ કહે છે આ શ્લોક પરથી પૃથ્વી આદિ પદાર્થોમા ચેતનપણુ સિદ્ધ થાય છે તથા વૈષ્ણવ લોકોમા આ શ્લોક પણ ઘણો પ્રસિદ્ધ છે –

जले विष्णुः स्थले विष्णुः, विष्णुः पर्वतमस्तके ।
ज्वालामालाकुले विष्णुः, सर्वं विष्णुमयं जगत् ॥

**ભાવાર્થ** –પૃથ્વી, પાણી, અગ્નિ વગેરે આખા જગતમા વિષ્ણુ વ્યાપક છે

અહીંઆ પણ “ વિષ્ણુ ” શબ્દથી જીવાત્મા સમજવાય છે

**મહાત્મા ગાંધી** પણ પૃથ્વી વગેરેમા ઘણે ભાગે જીવ માનતા હતા એમ તેમના નીચેના લખાણો પરથી સાબિત થાય છે –

પૃથ્વીકાયને માટે **“ વ્યાપક ધર્મ ભાવના ”** નામક પુસ્તકના પૃષ્ઠ ૪૧૯ મા ગાંધીજી લખે છે કે —

" જેમ મનુષ્ય માત્ર એક ઈશ્વરની કૃતિ છે, તેમ પ્રાણીમાત્ર પણ તેની જ કૃતિ છે, તેથી તે પણ એક કુટુંબરૂપે છે એટલે તેની પ્રત્યે પણ આપણે સદ્ભાવ નાખીએ તેથી માટી કે પથ્થરનો દુરૂપયોગ ન કરાય "

અપ્કાય—પાણી પણ ગાંધીજી ઘણું ઓછું વાપરતા હતા

"બાપુ' પૃષ્ઠ ૧૯૦મા ઘનશ્યામદાસજી બિરલા લખે છે કે —

" गाधीजी पानीकी भी फिजूल खर्ची नहीं करते हाथ मुँह धोनेको बहुत थोडा पानी लेते हैं।"

તેજસ્કાય-અગ્નિની બાબતમા " નવજીવન " ના અંક ૪૭ મા " નિર્ધર્મ ' નામક લેખમા ગાધીજી લખે છે કે —

" અગ્નિ પ્રગટાવવામાયે હિંસા રહેલી છે પછી તેમા લીલીસૂકી વસ્તુ હોમવી એ વિશેષ હિંસા છે "

વાયુ કાય હવાના પ્રસગમા-એક દિવસ ગાધીજીનો પલંગ આશ્રમવાસીઓએ જોરથી ખેંચ્યો ત્યારે ગાધીજીએ કહ્યુ કે —

" जिस तरह पलग को खींचनेसे वायुकी हिंसा होती है।"

('ત્યાગભૂમિ" નામના હિન્દી માસિકના ઠક્કરબાપાના લેખમાથી)

વનસ્પતિના સબંધમા "વ્યાપક ધર્મ ભાવના" પૃષ્ઠ ૪૧૭ મા ગાધીજી લખે છે કે —

' ઝાડ પા ડા પાન જોઈએ એટલા જ તોડીએ, તોડવામા વિવેક વાપરીએ, ગમે તેમ ન છેદીએ, '

## કાચા પાણીના એક ટીપામા રહેલા ૩૬૪૫૦ જીવો



આધુનિક પાશ્ચાત્ય વૈજ્ઞાનિક કેપ્ટન સ્કોર્સબીએ સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા કાચા પાણીના એક ટીપામા રહેલા ત્રસ-હાલતા ચાલતા જીવોની સંખ્યા ૩૬૪૫૦ ની બતાવી છે, તેવા એક ટીપાનુ ચિત્ર આમા અનેક પ્રકારના જીવો સ્પષ્ટ દેખાય છે (અલ્હાબાદ ગવર્નમેન્ટ પ્રેસમા છપાયેલા 'સિદ્ધ પદાર્થ વિજ્ઞાન" ઉપરથી) (પૃષ્ઠ ૧૯)

" જેમ મનુષ્ય માત્ર એક ઈશ્વરની કૃતિ છે, તેમ પ્રાણીમાત્ર પણ તેની જ કૃતિ છે, તેથી તે પણ એક કુટુંબરૂપે છે એટલે તેની પ્રત્યે પણ આપણે સદ્‌ભાવ રાખીએ. તેથી માટી કે પથ્થરનો દુરૂપયોગ ન કરાય. '

અપ્‌કાય—પાણી પણ ગાંધીજી ઘણું ઓછું વાપરતા હતા

"બાપુ' પૃષ્ઠ ૧૯૦માં ઘનશ્યામદાસજી બિરલા લખે છે કે –

" गांधीजी पानीकी भी फिजूल खर्ची नहीं करते. हाथ मुँह धोनेको बहुत थोडा पानी लेते हैं।"

તેજસ્કાય–અગ્નિની બાબતમાં " નવજીવન " ના અંક ૪૭ માં " त्रिधर्म ' નામક લેખમાં ગાંધીજી લખે છે કે —

" અગ્નિ પ્રગટાવવામાંયે હિંસા રહેલી છે પછી તેમાં લીલીસૂકી વસ્તુ હોમવી એ વિશેષ હિંસા છે "

વાયુકાય હવાના પ્રસંગમાં–એક દિવસ ગાંધીજીનો પલંગ આશ્રમવાસીઓએ જોરથી ખસેડ્યો ત્યારે ગાંધીજીએ કહ્યું કે —

" जिस तरह पलंग को खींचनेसे वायुकी हिंसा होती है।"

('ત્યાગભૂમિ" નામક હિંદી માસિકના ઠક્કરબાપાના લેખમાંથી)

વનસ્પતિના સંબંધમાં "વ્યાપક ધર્મ ભાવના" પૃષ્ઠ ૪૧૭ માં ગાંધીજી લખે છે કે —

' ઝાડ પાંદડાં પણ જોઈએ એટલાં જ તોડીએ, તોડવામાં વિવેક વાપરીએ, ગમે તેમ ન છેદીએ '

કાચા પાણીના એક ટીપામા રહેલા ૩૬૪૫૦ જીવો



આધુનિક પાશ્ચાત્ય વૈજ્ઞાનિક કૅપ્ટન સ્કોર્સબીએ સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા કાચા પાણીના એક ટીપામા રહેલા ત્રસ-હાલતા ચાલતા જીવોની સંખ્યા ૩ ૪૫૦ ની બતાવી છે, તેવા એક ટીપાનુ ચિત્ર. આમા અનેક પ્રકારના જીવો સ્પષ્ટ દેખાય છે (અલ્લાહબાદ ગવર્નમેન્ટ પ્રેસમા છપાયેલા "સિદ્ધ પદાર્થ વિજ્ઞાન" ઉપરથી) (પૃષ્ઠ ૧૯)

સાભળવા પ્રમાણે કુરાનમા મહમદ પયગબરે પણ ૬ પ્રમગના જીવો માન્યા દેખાય છે

( ૧ ) જમા ( ૨ ) આવ ( ૩ ) આનસ ( ૪ ) મર્ગના ( ૫ ) મન્ઝી ( ૬ ) કુલ્ઝી

આ સિવાય અનેક આધુનિક વૈજ્ઞાનિકોએ પાણીમા હજારો જીવ સાબિત કરી બતાવ્યા છે તેમા એક મહાન વૈજ્ઞાનિક કેપ્ટન સ્કાર્સબીએ પાણીના એક ટીપામા ૩૬૪૫૦ જીવો દેખાડવાનો પ્રયત્ન કર્યો છે અને તેનુ ચિત્ર પણ "સિધ પદાર્થ વિજ્ઞાન" નામક પુસ્તકમા છપાવી પ્રસિદ્ધ કરવામા આવ્યુ છે

તથા "વનસ્પતિમા જીવ છે" એ વસ્તુ થોડાક વર્ષ પહેલા હિંદના મહાન વૈજ્ઞાનિક પ્રોફેસર સર જગદીશચદ્ર બોઝે મુબઈમા ઘણા જનસમૂહની આગળ સિદ્ધ કરી બતાવી હતી અને યત્રો વડે તે વખતે એ પણ દેખાડવામા આવ્યું હતું કે - વનસ્પતિ હસે છે, રડે છે, તથા ક્રોધ વગેરે પણ કરે છે કેમ સુરેશભાઈ આ પ્રમાણે ધ્યાન પૂર્વક સાભળ્યા ?

સુરેશ-(ચમ કૃત થઈને ) મહારાજશ્રી ! ગજબ છે આપનુ જ્ઞાન, અને અજબ છે આપની સમજાવવાની શક્તિ આ બાબતમા અમે ખૂબજ સતુષ્ટ થયા છીએ હવે નવે કોટિથી અહિંસા ધર્મનુ પાલન કરનાર સાધુઓને ક્યા ક્યા વિશેષ નિયમોનુ આરાધન કરવુ ફરજિયાત થાય તે નિયમોનુ દિગ્દર્શન કરાવવાની મહેરબાની કરો

મુનિશ્રી—નિયમ પહેલો

અહિંસક સાધુઓ પોતે રસોઈ કરી જમી શકે નહિ કારણ રસોઈ કરતા છ પ્રકારના જીવોની હિંસા થાય છે

એટલા માટે જ શ્રી દશવૈકાલિક સૂત્રના દશમા અધ્યયનમા (પ્રકરણમા) પ્રભુએ સાધુઓને અન્ન (ભોજન) વગેરે પકાવવાની મનાઈ ફરમાવી છે, તથા મનુઋષિએ પણ રસોઈના કાર્યમા હિંસા માની છે તેઓ "મનુસ્મૃતિ" અધ્યાય ૩ શ્લોક ૬૮ મા કહે છે કે —

पच शूना गृहस्थस्य, चुल्ली पेपण्युपस्कर'।
कण्डिना चोदकुम्भश्च, वध्यते यास्तु वाहयन् ॥

અર્થ —ગૃહસ્થોને પાચ સાધનો વડે હિંસા થાય છે (૧) ચૂલો સળગાવતા, (૨) ઘટીમા અનાજ વગેરે દળતા, (૩) ઝાડુ કે સાવરણીથી કચરો વગેરે કાઢતા, (૪) ઊખળમા ધાન્ય વગેરે ખાડતા, અને (૫) ઘડા વગેરેમા પાણી ભરતા

માટે સાધુઓએ ભ્રમરભિક્ષાથી જ પોતાના સયમમય જીવનનો નિર્વાહ કરવો જોઈએ મહાત્મા ગાધી પણ કહે છે કે —

"જે કાયા, વાચા અને મન એ ત્રણેથી સત્ય, અહિંસા બ્રહ્મચર્યાદિ યમો પાળે છે, તે સન્યાસી થયો છે, એમ કહી શકાય એવો સન્યાસી નિષ્કામભાવે સેવાકર્મ કરતો હતો પોતાના નિર્વાહનો આધાર ભિક્ષા ઉપર રાખે"

" 'ગાધી વિચારદોહન" ખડ ત્રીજો 'સમાજ' પૃ ૪૫

## નિયમ બીજો

સાધુ કાચુ ઠડુ પાણી પી કે વાપરી શકે નહિ તથા પોતે બીજાને પીવડાવી કે વપરાવી શકે નહિ, કારણ પાણીના એક ટીપામા અસખ્ય જીવો રહેલા છે માટે જ શ્રી દશવૈકાલિક સૂત્રના દશમા અધ્યયનમા કાચુ પાણી પીવાની કે બીજાને પીવડાવવાની સાધુઓને મનાઈ છે

## નિયમ ત્રીજો

પોતાને નિમિત્તે બનાવેલા કે વેચાતા લાવેલા આહાર (ભોજન), પાણી, વસ્ત્ર, પાત્ર, મકાન વગેરે કોઈપણ વસ્તુ સાધુ એએ જાણવા છતા લેવી ભોગવવી નહિ કારણ હિંસાની અનુમોદના નુ પાપ લાગી જાય છે, અને પહેલુ મહાવ્રત તૂટી જાય છે

દિનેશ—સાહેબ! ગામડુ નાનું હોય અને આહાર પૂરો નહિ આવ્યો હોય તો?

મુનિશ્રી—સાધુજીએ ગામડાનો પહેલેથીજ વિચાર કરીને પછી વિહાર કરવો જોઈએ નાના ગામડામા એકસાથે ઘણા સાધુઓએ નહિ જવુ જોઈએ.

દિનેશ—કદાચ અચાનક એવો પ્રસગ બની જાય તો?

મુનિશ્રી—સાધુ કેવળ શ્રાવકો (પોતાના ભક્તો) ની ઉપર જ નથી પણ શ્રી આચારાગ સૂત્રના શ્રુતસ્કધ ૨ અધ્યયન ૧ ઉદ્દેશા ૧ મા સાધુને માટે **અનેક કુળ (જાતો) ની ગોચરી** (ભિક્ષા) નુ વર્ણન છે જેમ કે —

(૧) ઉગ્રકુળ, (૨) ભોગકુળ, (૩) રાજન્યકુળ, (૪) ક્ષત્રિયકુળ, (૫) ઇક્ષ્વાકુકુળ, (૬) હરીવશકુળ, (આ બધા ક્ષત્રિયોના જ ભેદ છે) (૭) ગોપાળકુળ (જાત, પટેલ, કણબી, પાટીદાર, ગોવાળિયા વગેરે) (૮) વણિક કુળ (સર્વપ્રકારના વાણિઆ) (૯) ગડાગકુળ (હજામ—નાવી વગેરે) (૧૦) આમરક્ષકકુળ (કોટવાળ વગેરે) (૧૧) કોટ્ટાગ કુળ (સુથાર) (૧૨) બોક્કસ કુળ, (વણકર વગેરે) તથા એમને મળતા બ્રાહ્મણ સોની, દરજી, કુભાર વગેરે બીજા પણ ગમે તે કુળ (જાતો) કે જ્યા ભિક્ષા લેવા જતા સસારમા નિંદા તિરસ્કાર ન થતા હોય તેવા કુળોમાથી સાધુઓ શુદ્ધ નિર્દોષ આહાર પાણી લઈ શકે છે

દિનેશ—સાહેબ ! આહારની વાત તો ઠીક છે પરતુ કદાચ નિર્દોષ શુદ્ધ ગરમ પાણીનો યોગ ન મળે તો ?

મુનિશ્રી--ભાઈ! સાધુને ફક્ત એક ગરમ પાણી જ ખપે એવુ કાઈ નથી, પણ શ્રી આચારાગ સૂત્રના શ્રુતસ્કધ ૨, અધ્યયન ૧ ઉદ્દેશા ૭ મા એકવીસ જાતનુ અચિત્ત (જીવ રહિત) પાણી લેવાની આજ્ઞા પ્રભુએ આપી છે

દિનેશ—સાહેબ ! હુ તો આજ સુધી એમજ સમજુ છુ કે "ગરમ પાણી સિવાય બીજુ પાણી જૈન સાધુઓને નથી ખપતુ" હવે એકવીસ જાતનુ પાણી કયુ કયુ છે તે ફરમાવવાની કૃપા કરો

મુનિશ્રી-(૧) કથરોટનુ ધોવણ (૨) ઢોકળા વગેરેનુ ધોવણ (૩) ચોખાનુ ધોવણ (૪) તલનુ ધોવણ (૫) તુષનુ ધોવણ (૬) જવનુ ધોવણ (૭) ઓસામણ (૮) આછ (છાશની ઉપર નીતરી આવેલુ પાણી) (૯) ઊનુ પાણી (૧૦) કેરીનુ ધોવણ (૧૧) અબાડાનુ ધોવણ (૧૨) કવિઠ ફળનુ ધોવણ (૧૩) બીજોરાનુ ધોવણ (૧૪) દ્રાખનુ ધોવણ (૧૫) દાડમનુ ધોવણ (૧૬) ખજુરનું ધોવણ (૧૭) નાળિયેરનું ધોવણ (૧૮) કેરાનુ ધોવણ (૧૯) બોરનુ ધોવણ (૨૦) આમળાનુ ધોવણ (૨૧) આમલીનુ ધોવણ તથા એનાથી મળતુ બીજુ પણ અનેક પ્રકારનુ જેમ કે દૂધનું, દહીંનુ, ગોળનું, સાકરનુ, ખાડનુ કે રાખ ચુના વગેરે ક્ષાર પદાર્થોથી અચિત્ત (જીવ વગરનુ) થયેલુ નિર્દોષ પાણી સાધુઓ લઈ શકે છે, પરતુ સાધુઓ નિમિત્તે બનાવેલુ કે ઉકાળેલુ પાણી તો કોઈ પણ હિસાબે નજ લઈ શકાય

દિનેશ—સાહેબ! આવો કડક નિયમ જો ફરજિયાત હોય તો પછી ગરમીની મોસમમા મારવાડ જેવા નિર્જલ રણ પ્રદેશમા સાધુઓને નિર્દોષ પાણીના અભાવે કોઈક વખત પ્રાણ જ ત્યાગવા પડે !

મુનિશ્રી—ભાઈ! એવો પણ પ્રસગ બની જાય છે થોડાક વર્ષ પહેલા ત્રણ સાધુઓ વિહાર કરીને એક ગામડામા ગયેલા ગરમીની મોસમ હતી, અને ખપ પૂરતું શુદ્ધ પાણી મળ્યુ નહિ તેને તરસનો ઘોર પરીષહ ઉત્પન્ન થયો સવારે વિહાર કરીને બીજે ગામ જવાનું હતું સૂર્ય ઉગ્યા પછી ગામડામા પાણીની ઘણી તપાસ કરવામા આવી, છતા યોગ મળ્યો નહિ અને હિમત કરીને ત્યાથી વિહાર કર્યો, અને જગલમા જ એક સાધુના પાણીના અભાવે પ્રાણ છૂટી ગયા

દિનેશ—સાહેબ! શુ સાથે કોઈ ગૃહસ્થો ન હતા?

મુનિશ્રી—હતા તો ખરા, પણ કાચુ પાણી નહિ પીવાની પ્રતિજ્ઞાવાળા ખાસ ન હતા, અને સાધુઓને માટે બનાવીને આપવાના તેઓને બાનમા મનમા પચ્ચખાણ હતા

દિનેશ—સાહેબ! એવા મહાસકટના સમયમા પણ શુ સાધુઓને માટે બનાવીને શ્રાવકોથી ન આપી શકાય?

મુનિશ્રી—ભાઈ! સાધુઓ માટે હિંસા કરી બનાવેલી વસ્તુ આધાકર્મી કહેવાય છે અને આધાકર્મી આહાર, પાણી, મકાન વગેરે જાણીને વાપરે કે ભોગવે તે સાધુને ચોમાસી પ્રાયશ્ચિત્ત* આવે, એમ શ્રી નિશીથ સૂત્રના દશમા ઉદ્દેશામા કહેલુ છે તથા શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના વીસમા અધ્યયનમા **"એવા સાધુઓ દુર્ગતિમા જાય"** એમ ફરમાવ્યુ છે

હવે વિચારી જુઓ કે જે કાર્ય કરવાથી સાધુઓનુ સાધુપણુ જાય તે કાર્ય સમજદાર શ્રાવકો કેમ કરી શકે? અને કરે તો તે સાધુઓના સાધુપણાના લૂટારા કહેવાય

---

* ચોમાસી પ્રાયશ્ચિત્ત એટલે ઉત્કૃષ્ટપણે એકસોવીસ ઉપવાસ કરવા અથવા તો એકસોવીસ દિવસનુ સાધુપણુ કાપી નાખવુ

દિનેશ—સાહેબ! કોઈ સાધુ બિમાર હોય અને ડોક્ટર કે વૈદે તેને અમુક ખાસ દવાને માટે તથા દવાની ઉપર કે અનુપાનમા દાડમ, મોસબી કે સતરાનો રસ પીવા માટે ખાસ ભલામણ કરી હોય એવા પ્રસગે શ્રાવક બજારમાથી દવા કે દાડમ, મોસબી વગેરે ફળો વેચાતા લાવીને તેનો રસ કાઢી સાધુઓને વહો ગવે તો?

મુનિશ્રી—એવુ અશુદ્ધ વહોરાવનાર શ્રાવકને એકાત પાપ લાગે અને જાણીને લે તો સાધુ પણ શ્રી દશવૈકાલિક સૂત્રના છઠ્ઠા અધ્યયનને અનુસારે ચારિત્રથી ભ્રષ્ટ થઈ જાય

દિનેશ—સાહેબ! સાધુઓને ચોલપટ્ટા, પિછોડી કે ઝોળી વગેરે માટે કપડાની જરૂર હોય અને વખતે ગૃહસ્થના ઘરમા ખપ લાયક કાપડ ન હોય ત્યારે બજારમાથી સાધુઓને માટે વેચાતુ લાવીને આપી શકાય કે નહિ?

મુનિશ્રી—ભાઈ! સારૂ કે નરસુ ગૃહસ્થના ઘરમા જે, ગૃહસ્થે પોતાને માટે વાપરવા લાવેલુ હોય તેમાથી જ, સઝાય કરીને સાધુઓને આપવું, પણ વેચાતું લાવીને આપી શકાય નહિ કારણ કે શ્રી નિશીથ સૂત્રમા સાધુ માટે વેચાતુ લાવેલું વસ્ત્ર ભોગવનાર સાધુને ચોમાસી પ્રાયશ્ચિત્ત કહ્યુ છે

દિનેશ—સાહેબ! અચાનક સાધુઓના કાષ્ટ પાત્ર ફૂટી જાય તે વખતે શ્રાવકો વેચાતા મગાવીને સાધુઓને વહોરાવી શકે કે નહિ?

મુનિશ્રી—ભાઈ! તેની તેજ કપડાવાળી વાત છે સાધુઓ માટે વેચાતા આણેલા પાત્ર સાધુઓથી લઈ શકાય જ નહિ, અને જે લે તો ચોમાસી પ્રાયશ્ચિત્ત આવે

દિનેશ—સાહેબ! રોટલી, પાણી, કપડાની તો બીજી વાત છે, પણ કાષ્ટપાત્રમાં તો કોઈપણ ગૃહસ્થો ખાતાપીતા નથી, એ તો સાધુઓ માટે જ ખાસ મગાવવા પડે છે

મુનિશ્રી - ભાઈ! સાધુઓ ત્રણ પ્રકારના પાત્ર (વાસણ) રાખી શકે છે માટીના, લાકડાના અને તુબડાના જેવા શુદ્ધ મળે તેનાથી સયમમય જીવનનો નિર્વાહ કરવો જોઈએ, પણ સાધુઓ માટે વેચાતા મગાવેલા પાત્ર કોઈપણ હિસાબે લેવા જોઈએ નહિ

દિનેશ—સાહેબ! જો સાધુ નિમિત્તે બનાવેલી કે વેચાતી આણેલી વસ્તુ ન ખપે તો પછી મોટા મોટા શહેરોમા કે તીર્થ સ્થાનોમા શ્રાવકો તરફથી અમુક સ્થળે સવારથી સાજ સુધી પાણી કાયમ ઉકાળતુ જ હોય, તે સાધુ સાધ્વીઓથી લેવાય કે નહિ?

તેમજ અમુક ગામોમા ખારૂ અને મીઠુ એમ બે પ્રકારના પાણી હોય છે ત્યા હમેશા તો ગૃહસ્થો નાહવા ધોવા કે વાપરવા માટે ખારૂ પાણી ગરમ કરતા હોય છે, અને જ્યારે સાધુ સાધ્વીઓ ગામમા આવે ત્યારે ઘેરેઘેર મીઠુ પાણી ગરમ કરી દે ગુરૂદેવ! તો તે પાણી સાધુ સાધ્વીઓએ લેવુ કે નહિ?

મુનિશ્રી—ભાઈ! "સાધુઓએ બેતાલીસ દોષ* ટાળીને આહાર પાણી વગેરે લેવા." એમ પ્રભુએ ફરમાવેલ છે માટે સાધુઓએ ગોચરી કરતા પાકી પૂછપરછ કરવી જોઈએ, અને જો તેમા જરાપણ શકા-સદેહ જેવુ લાગે તો તે લેવુ ન જોઈએ, તથા વ્યાખ્યાન વખતે પણ આ શબ્દોમા કહેવુ જોઈએ કે—

"જો કોઈ ગૃહસ્થ સાધુઓ માટે બનાવીને કે વેચાતી લાવીને કોઈપણ વસ્તુ વહોરાવશે તો એકાત પાપ લાગશે અને નરક નિગોદ વગેરે દુર્ગતિમાં જઈ પડશે"

---

* બેતાલીસ દોષનું તથા બાવન અનાચારનું વર્ણન આ પુસ્તકને અંતે આપવામા આવેલું છે

દિનેશ— કદાચ કોઈ સાધુ એમ કહે કે "બનતા સુધી તો અસૂઝતું લેવું નહિ અને દાતારે દેવુ નહિ પણ બીજા સાધનના અભાવે અસૂઝતું લેવામા ખાસ દોષ નથી તેમજ દેનારને પણ અલ્પ પાપ-થોડુ પાપ અને બહુ નિર્જરા-ઘણો ધર્મ થાય છે" સાહેબ! એવા સાધુઓને કેવા સમજવા?

મુનિશ્રી— એવી ખોટી પ્રરૂપના (કથન) કરનારને શાસ્ત્ર પ્રમાણે સાધુ કહી શકાય નહિ ભાઈ! વિચારીને જુઓ કે બનતા સુધી જુઠ્ઠુ નહિ બોલનાર સત્યવાદી ગણાય કે નહિ? બનતા સુધી ચોરી નહિ કરનાર શાહુકાર કહેવાય કે નહિ? બનતા સુધી બ્રહ્મચર્ય પાળનારી સતી મનાય કે નહિ? તથા બનતા સુધી સાધુપણું પાળનાર સાધુ કહેવાય કે નહિ?" અરે! બનતા સુધીનો તો કાંઈ અર્થ જ નથી કોઈપણ નિયમની પરીક્ષા કષ્ટની વખતે જ હોય છે માટે ગમે તેવા સકટમા પણ સાધુઓથી અશુદ્ધ વસ્તુ લેવાય નહિ, અને આપનારથી અપાય નહિ, અને એમ જો અલ્પપાપ બહુનિર્જરા થતી હોય તો તો પછી સંકટને બહાને ગમે તેવા અયોગ્ય અને અનુચિત કાર્યો પણ કરી શકાશે અને સાધુપણા જેવી મહાન પવિત્ર વસ્તુ રહી શકશે જ નહિ

દિનેશ—"શ્રાવકોએ સાધુઓને ખપે એવી વસ્તુઓ (પાટ, પાટલા, ચરવલા, ગોછા, પાત્રા, તરપણી વગેરે) પોતાના ઘરમા સદા રાખવી જ જોઈએ, કારણ કે ઘરમા હાજર હોય તો જ સુપાત્રદાનનો લાભ મળી શકે ને!" સાહેબ! કદાચ કોઈ સાધુ એમ કહેતા હોય તો?

મુનિશ્રી—ભાઈ! ખરા આત્માર્થી સાધુઓથી તો આવો ઉપદેશ થાય જ નહિ, તેમજ સમજુ શ્રાવકોથી પણ સાધુઓ માટે કોઈ પણ વસ્તુ લાવી રાખી શકાય નહિ કારણ કે સાધુઓને અશુદ્ધ લેવાના ત્યાગ હોય છે અને શ્રાવકોને અશુદ્ધ દેવાના ત્યાગ હોય છે

## નિયમ ચોથો

સાધુ મજીઠી વગેરે બાળગાવીને તાપણી કરી શકે નહિ પોતાના સ્થાનમા રાત્રે દીવાબત્તી કરી કે કરાવી શકે નહિ વીજળી દ્વારા શારીરિક કોઈપણ ઈલાજ કરાવી શકે નહિ કોઈપણ અગ્નિની હિંસા વાળા સાધનથી શેક વગેરે પણ કરાવી શકે નહિ તથા લાઉડસ્પીકરમા ભાષણ કે વ્યાખ્યાન આપી શકે નહિ, કારણ આ બધા કાર્યોમા અગ્નિ તથા વાયુકાયના જીવોની હિંસા થાય છે

રમેશ—સાહેબ! તાપણી કે દીવાબત્તી વગેરેની વાત તો ઠીક પણ લાઉડસ્પીકરમા હિંસા કઈ રીતે થાય ?

મુનિશ્રી—ભાઈ! વીજળીના પાવર વિના તો લાઉડસ્પીકર ચાલતા નથી, અને વીજળીમા અગ્નિકાયના જીવોની હિંસા શાસ્ત્રોને આધારે છે જ, અને હિંસા કરવાનો સાધુઓને સર્વથા ત્યાગ હોય છે

રમેશ—સાહેબ! વિશેષ ઉપકારનો સભવ હોય તો?

મુનિશ્રી—ભાઈ! પોતાના મહાવ્રતો તોડીને ઉપકાર કરવાની જરૂર નથી, સસારમા પણ ઘર બાળીને તીર્થ કરનારા સમજદાર નથી કહેવાતા

## નિયમ પાચમો

ગમે એટલી ગરમી પડતી હોય છતા સાધુ પખાથી કે બીજા કોઈપણ સાધનથી હવા લઈ શકે નહિ, તથા ઉઘાડે મોઢે બોલી શકે નહિ એટલા માટે જ શાસ્ત્રમા મુંહપત્તી (સાધુઓને મોઢા પર રાખવાનુ કપડુ) રાખવાનુ વિધાન (આજ્ઞા) કરવામા આવ્યુ છે

રમેશ—સાહેબ! પખા વગેરેથી તો વાયુકાયના જીવોની હિંસા થાય છે પણ ઉઘાડે મોઢે બોલવામા શું દોષ છે?

મુનિશ્રી—એમા પણ વાયુ કાયની જ હિંસા થાય છે અને શ્રી ભગવતીસૂત્રના સોળમા શતકના બીજા ઉદ્દેશામા ઉઘાડે મોઢે બોલનારની ભાષા સાવદ્ય (પાપ સહિત) કહેવામા આવી છે

નિશ—સાહેબ! ઉઘાડે મોઢે તો નહિ બોલવુ પણ આખો દિવસ મુહપત્તી બાંધી રાખવાની શી જરૂર? બોલવાનુ કામ પડે ત્યારે બાંધી લેવી જોઈએ

મુનિશ્રી—ભાઈ! એકવાર પણ ઉઘાડ મોઢે બોલી જવાય તો અસખ્ય વાયુકાયના જીવોની હિંસા થઈ જાય, અને જે મુહપત્તી ન બાંધતા હોય તેઓને વારવાર ખ્ખલના (ભૂલો) થયા જ કરે છે માટે મુહપત્તી બાંધવી બહુ જ જરૂરી છે

નિશ—શુ આખો દિવસ બાંધી રાખતા મુહપત્તી થૂક કે પસીનાથી ભીની કે ગદી નથી થતી? અને સમૂર્છિમ પચેંદ્રિય જીવો તેમા નથી ઉપજતા?

મુનિશ્રી—થૂક કે પસીનાથી ભીની થઈ જાય તો ખોલીને સૂકવી શકાય છે અને ગદી થઈ જાય તો ધોઈને સાફ કરી શકાય છે, પણ ભીની થઈ જાય માટે મુહપત્તી બાંધવી નહિ, અને ઉઘાડે મોઢે જ બોલ્યા કરવુ, તેમ જ જાણી જોઈને પહેલુ મહાવ્રત તોડ્યા કરવુ, આ વાત આત્માર્થી સાધુઓને માટે તો બોલવુ ન યોગ્ય નથી, તથા શાસ્ત્ર પ્રમાણે થૂક કે પસીનામા સમૂર્છિમ જીવો પણ નથી ઉપજતા, કારણ શ્રી પન્નવણા સૂત્રના પહેલા પદમા જીવ ઉપજવાના ચૌદ સ્થાનો બતાવ્યા છે તેમા થૂક કે પસીનાનુ નામ પણ નથી

નિશ—સાહેબ તે ચૌદ સ્થાન ક્યા ક્યા?

મુનિશ્રી—મનુષ્યના ૧ ઝાડો, ૨ મૂત્ર, ૩ બળખો (શ્લેષ્મ), ૪ નાકનો મેલ, ૫ વમન (ઊલટી) ૬ પિત્ત, ૭ પરૂ, ૮ લોહી,

૯ વીર્ય ૧૦ ભીના સૂકેલા વીર્યના શુક્ર પુદ્ગલ, ૧૧ મનુષ્યનુ શબ, ૧૨ સ્ત્રીપુરુષનો સંયોગ ૧૩ શહેરના ગટર, ખાળકુવા વગેરે, ૧૪ મનુષ્ય લોકમા રહેલા ઉકરડા વગેરે સર્વ અશુચિ (ગંદી) ના સ્થાનો ઉપરોક્ત ચૌદ સ્થાનોના સમ્મૂર્છિમ (સ્ત્રી પુરુષના સંયોગ વિના) પંચેન્દ્રિય જીવો ઉત્પન્ન થાય છે

જિજ્ઞાસુ—ઠીક સાહેબ! આમ શાસ્ત્રના આધારે જીવ તો નથી ઉપજતા પણ મુહપત્તી બાંધી રાખવાનુ કોઈ પ્રમાણ છે?

મુનિ શ્રી—ભાઈ! સૌથી પહેલુ પ્રમાણ તો એ જ છે કે પોતાનુ સાધુપણુ જેમ રૂડી રીતે સચવાય તેમ વર્તવુ આ સિવાય "ઓઘ નિર્યુક્તિ"ની ૧૦૬૩ ૧૦૬૪ મી ગાથામા તથા સવત ૧૭ ૯મા શ્રી ઉદયરત્નજી કૃત ' ભુવન ભાનુ કેવળીના રાસ " ની ૮૬ મી ઢાળમા તેમજ "આચાર દિનકર તથા ગ્રન્થ૦" આદિ ગ્રંથોમા અનેક જગ્યાએ મુહપત્તી બાંધવાનુ વિધાન છે, તથા 'શિવ પુરાણ' મા પણ જૈન સાધુઓનું વર્ણન કરતા શ્રી વેદવ્યાસજીએ જણાવ્યુ છે કે —

हस्ते पात्रं दधानाश्च, तुण्डे वस्त्रस्य धारका ।
मलिनान्येव वासांसि, धारयन्तोऽल्पभाषिण ॥

"શિવપુરાણ" અધ્યાય ૨૧ શ્લોક ૨૫

અર્થ—હાથમા પાત્ર રાખનારા, મોઢા પર વસ્ત્ર ધારનારા મેલા વસ્ત્ર પહેરનારા (વસ્ત્રની વિભૂષા નહિ કરનાર) અને થોડુ બોલનાર જૈન સાધુઓ હોય છે

આ શ્લોક પરથી સિદ્ધ થાય છે કે આજથી પાંચ હજાર વર્ષ* પહેલા પણ જૈન સાધુઓ મોઢા પર મુહપત્તી બાંધતા હતા

---

* વૈષ્ણવશાસ્ત્ર અનુસાર શ્રી વેદવ્યાસજી આજથી પાંચ હજાર વર્ષ પહેલા થયા છે

દિનેશ—ઠીક સાહેબ ! થઇ ગયુ સમાધાન હવે આગળ ચલાવો

મુનિશ્રી—

### નિયમ છઠ્ઠો

સાધુઓ-અચિત્ત વનસ્પતિ-ફળ ફૂલ વગેરેનુ છેદન, ભેદન કે સ્પર્શ કરી કે કરાવી શકે નહિ, કારણ વનસ્પતિ કાયમા અસખ્ય અને અનત એકેંદ્રિય જીવો રહેલા હોય છે

### નિયમ સાતમો

સાધુઓ વાજાગાજા ી ધામધૂમથી સામૈયા કરવાનો કે વરઘોડા કાઢવાનો આદેશ-ઉપદેશ કરી શકે નહિ, તથા તેમા ભાગ લઈ શકે નહિ, કારણ કે વાજા વગાડતા અને વરઘોડા કાઢતા જીવોની હિસા થાય છે

### નિયમ આઠમો

સાધુઓએ રાત્રિ ભોજન કરવુ નહિ, કારણ એમા અનેક પ્રકારના ત્રસ જીવોની હિંસા થવાની સભાવના છે માટેજ શ્રી દશવૈકાલિક સૂત્રના છઠ્ઠા અધ્યયનમા સ્પષ્ટ રીતે જણાવ્યુ છે કે -

" સૂર્ય અસ્ત થયા પછી જ્યા સુધી સૂર્ય ઉદય ન થાય ત્યા સુધી ખાવાપીવાની કોઈપણ વસ્તુ ભોગવવાની સાધુઓએ મનથી પણ ઇચ્છા કરવી નહિ "

સુરેશ—સાહેબ ! સખ્ત બીમારીની હાલતમા ન છૂટકે દવા લેવાની જરૂર પડે તો ?

મુનિશ્રી—ભાઈ ! પ્રાણથી પણ નિયમની કિંમત વધારે છે માટે પ્રાણ જાય તો ભલે, પરતુ પ્રણ-નિયમ અખડ રહેવા જોઈએ તેથીજ મહા મા ગાધીએ પણ કહ્યુ છે કે -

"અસત્ય ન હોય તો લીધેલુ વ્રત મૂકાય જ નહિ એ
ાળતા જે કાઈ મુશ્કેલીઓ આવી પડે તે વેઠવી જ જોઈએ"
ગાધી વિચાર દોહન પૃ૪ ૨૦

સુરેશ—ઠીક સાહેબ! રાત્રિ ભોજનના વ્રતને લીધે દવા
ખવાય કે પીવાય તો નહિ પણ શરીર ઉપર ચોપડી કે સૂઘી તો
કાય ને?

મુનિશ્રી—ના, ના, સુરેશભાઈ! શાસ્ત્રોમા તો રાત્રે દવા
ચોપડવાની અને પાસે રાખવાની પણ ચોક્ખી ના પાડી છે

સુરેશ— સાહેબ! રાખવાની ના કયા શાસ્ત્રમા છે?

મુનિશ્રી— શ્રી દશવૈકાલિક સૂત્રના ત્રીજા અધ્યયનની
બીજી ગાથામા તથા શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રના દશમા અધ્યયનની
બારમી ગાથામા "સાધુઓએ આહાર પાણી વગેરે રાત્રે વાસી
રાખવા નહિ" એમ કહ્યુ છે તેમજ શ્રી નિશીથ સૂત્રના ઉદ્દેશા ૧૧
બોલ ૮૩ મા "રાત્રે આહાર પાણી વગેરે વાસી રાખે તે સાધુનુ ચાર
મહિનાનુ સાધુપણુ જાય" એમ કહ્યુ છે તેમજ—

साधु हुवे सो साधे काया, कोडी एक न राखे माया ।
लावे सो ही देवे चुकाय, बासी रहे न कुत्ता खाय ॥

વૈષ્ણવ ગ્રથના આ પ્રસિદ્ધ દોહરાથી પણ સાધુએ રાત્રે વાસી
ન રાખવુ એમજ સાબિત થાય છે

સુરેશ—સાહેબ! જો એમજ હોય તો પછી તપખીર
સૂઘવાના વ્યસની સાધુઓએ શી રીતે વર્તવું? એમને તો રાત્રે
તપખીરની ડબ્બી પાસે રાખવી જ પડે

મુનિશ્રી—ભાઈ! સાધુઓએ તપખીરનુ વ્યસન
રાખવુ જ ન જોઈએ આ તો, ભલા ગૃહસ્થોને પણ વર્જનીય

છે અને જો કોઈ સાધુને બીમારીથી સૂધવી પડે તો ગૃહસ્થના ઘેર થી માગી લાવી જરૂરિયાત પૂરતી વાપરી બાજે પાછી આપી દેવી જોઈએ, પણ કાયદેસર રીતે તો રાત્રે પાસે રખાય જ નહિ, તેથી જ તો શ્રી તેરાપંથ સપ્રદાયના કોઈપણ સાધુ કે સાધ્વીઓ સુખે-સમાધે લપખીંગ સૂધી શક્તા નથી, અને જો બીમારીથી પણ સૂધે તો તેને બદલે (૧) દૂધ, (૨) દહીં, (૩) તેલ, (૪) મીઠાઈ, અને (૫) ગોળ, ખાંડ, સાકર એમ પાચ વિગય-(ગ્મની ગરિષ્ટ વસ્તુઓ) નો તે દિવસે ત્યાગ કરવો જ પડે, એવી આચાર્યોની સખ્ત મર્યાદા છે

## નિયમ નવમો

સાધુઓએ અસ્તરાથી કે કાતરથી હજામત કરવી કે કરાવવી નહિ, કારણુ એમા જૂ, લીખ વગેરે જીવોની હિંસા થવાની સભાવના છે, તથા શાસ્ત્રોમા સ્થાને સ્થાને લોચ કરવાનુ વિધાન છે, અને લોચ એ સાધુપણાની કસોટી છે માટે વાળોનો લોચ જ કરવો જોઈએ એટલે દાઢી, મૂછ કે માથાના વાળો બધા હાથથી જ ઊખેડવા જોઈએ

સુરેશ —કોઈ સાધુ નાની ઉંમરના હોય કે કમજોર શરીરવાળા હોય તો ?

મુનિશ્રી —ગમે તેવા હોય પણ બાર મહિનામા એક વખત તે લોચ ફરજિયાત કરવો જ પડે

સુરેશ—કદાચ કોઈ સાધુ ન કરે તો ?

મુનિશ્રી—શ્રી નિશીથ સૂત્રને અનુસારે સવત્સરી (ભાદરવા સુદ ૪ કે ૫) પહેલા લોચ ન કરે તે સાધુને ચોમાસી પ્રાયશ્ચિત્ત આવે સુરેશભાઈ! આ થઈ ગયુ પહેલા મહાવ્રતનુ સક્ષિપ્ત

વિવેચન, એનો સાર એ જ છે કે પહેલા મહાવ્રતમાં સાધુઓએ સર્વથા પ્રકારે જીવ હિંસા કરવી નહિ, કરાવવી નહિ, અનુમોદવી નહિ, મનથી, વચનથી, અને કાયાથી તથા બ્રાહ્મણના લક્ષણ વર્ણવતા પણ કહ્યું છે કે –

क्षान्त्यादिभिर्गुणैर्युक्तो, न्यस्तदण्डो नराधिप !
न हन्ति सर्वभूतानि, प्रथम विप्रलक्षणम् ॥

**અર્થ** —ક્ષમા વગેરે ગુણોથી સયુક્ત હોય, મન, વચન, કાયા વડે કોઈને દડ ન આપતો હોય તથા કોઈપણ જીવની હિંસા ન કરતો હોય આ બ્રાહ્મણનુ પ્રથમ લક્ષણ છે

इति प्रथम महाव्रतम्



દિનેશ—લો સાહેબ ! સમજાવો હવે બીજુ મહાવ્રત

મુનિશ્રી—ભાઈ ! બીજા મહાવ્રતમા સાધુઓને સવ્વાઓ મુસાવાયાઓ વેરમણ–સર્વ પ્રકારે નવે કોટિથી "મૃષાવાદ" જુઠ્ઠુ વચન બોલવાનો ત્યાગ હોય છે તથા કહ્યુ પણ છે કે —

सदा सर्वाव्रत त्यक्त्वा, मिथ्यावादाद् विरज्यते ।
अनृत न वदेत् क्वापि, द्वितीय विप्रलक्षणम् ॥

અર્થ — સદા સવ પ્રકારની આશા તૃષ્ણાનો ત્યાગ કરીને જે મિથ્યા–જુઠા વિવાદથી વિરક્ત રહે અને કોઈપણ અસત્ય ન બોલે એ બ્રાહ્મણનુ બીજુ લક્ષણ છે

દિનેશ— બરાબર છે સાહેબ ! સાધુથી અસત્ય ન બોલાય પણ સત્ય બોલવાથી કાઈ જીવની હિંસા થતી હોય તો ?

મુનિશ્રી— ભાઈ ! હિંસાકારક સત્ય તો અસત્ય સરખુ જ છે, તે પણ સાધુઓથી બોલી શકાય જ નહિ શ્રી સૂયગડાગ સૂત્રમા ફરમાવ્યુ છે કે ' सच्चेसु वा अणवज्ज वयति " સાધુઓ સત્ય પણ નિર્વદ્ય–પાપ રહિત હોય તે બોલે તથા મનુસ્મૃતિમા પણ કહ્યુ છે —

सत्य ब्रूयात् प्रिय ब्रूयात्, न ब्रूयात् सत्यमप्रियम् ।

સત્ય પણ પ્રિય બોલવુ, અપ્રિય કે કોઈને દુ ખકારી હોય તે સત્ય પણ ન બોલવું દાખલા તરીકે કાણાને ' કાણો ' ચોરને ' ચોર ' કોઢિયાને ' કોઢિયો ' વગેરે સબોધન કરી બોલાવવા નહિ કારણ કે તેમ બોલાવતા સામી વ્યક્તિઓના આત્મા દુભાય છે

દિનેશ— સાહેબ ! જો સાધુઓથી હિંસાકારી સત્ય વચન પણ ન બોલી શકાય તો પછી કોર્ટમા જઈ પ્રતિવાદીની સામે ફરિયાદ શી રીતે માડી શકાય ?

મુનિશ્રી—ભાઈ ! આખા સસારને આત્મ તુલ્ય માનનારા સાધુઓને કોર્ટમા જવાની કે ફરિયાદ માડવાની જરૂર જ નથી

પડવી, કારણ તેઓ મનના, ભાષાના કે કાયાના તદ્દન સરલ અને ક્ષમાના સાગર હોય છે

દિનેશ—સાહેબ ! વખતે કોઈ દુષ્ટ દ્વેષબુદ્ધિથી ખોટુ કલંક લગાવી દે ત્યારે કદાચ એવો પ્રસગ આવી જાય તો ?

મુનિશ્રી—ભાઈ ! સમભાવથી પરીષહ (કલંકનું દુખ) સહન કરવો પણ ફરિયાદ માડવી સાધુને કલ્પે નહિ, છતા જો માડે તો સાધુપણાથી પતિત થઈ જાય

દિનેશ—ઠીક સાહેબ ! ફરિયાદ તો ન માડી શકાય પણ કદાચ કોઈની વિરૂદ્ધ સાક્ષી આપવાની સરકાર ફરજ પાડે તો સાધુ કોર્ટમા જઈને શું સાક્ષી આપી શકે ખરા ?

મુનિશ્રી—સાક્ષી બે પ્રકારની હોય છે સાચી અને જુઠી જુઠી સાક્ષી તો સાધુથી અપાય જ નહિ, કારણ કે સત્યનુ બીજુ મહાવ્રત તૂટી જાય છે.

દિનેશ—સાહેબ ! સાચી હોય તો ?

મુનિશ્રી—ભાઈ ! સાચી આપવાથી પણ સામી વ્યક્તિનો આત્મા તો જરૂર દુભાય જ, અને સાધુઓને મન, વચન, કાયાથી કોઈપણ જીવને દુભાવવો નહિ, એવો નિયમ હોય છે હવે વિચારો કે સાધુઓથી સાચી સાક્ષી પણ શી રીતે આપી શકાય ? આ સિવાય શ્રી દશવૈકાલિક સૂત્રના સાતમા અધ્યયનની પચાસમી ગાથામા કહ્યું છે કે —

"દેવતા, મનુષ્ય કે તિર્યંચો (પશુ પક્ષીઓ) ને પરસ્પર લડતા જોઈને અમુકનો "જય થાઓ" અને અમુકનો "પરાજય—હાર થાઓ" એવું વચન પણ સાધુએ બોલવું નહિ"

આ શાસ્ત્રોક્ત ન્યાયથી કોઈની હાર જીત સાધુઓ ઇચ્છી શકે નહિ, અને સાક્ષી આપતા એકની હાર તથા ... ચોક્કસ ઇચ્છાય છે

દિનેશ—ઠીક સાહેબ! આ વાત તો હવે બરાબર સમજાઈ ગઈ કે સાધુઓ સાચી કે જુઠી કાંઈપણ સાક્ષી આપી શકે જ નહિ, પણ ગુરૂદેવ! જીવદયાને માટે કદાચ થોડું જુઠું બોલવું પડે તો?

મુનિશ્રી—ભાઈ! જુઠું બોલી શકાય જ કેમ? બીજા મહા વ્રતમાં ત્યાગ છે ને?

દિનેશ—સાહેબ! ઘોડા વખત પહેલાં એક મહારાજશ્રી વ્યાખ્યાનમાં ફરમાવતા હતા કે 'કોઈ સાધુ જંગલમાં થઈ વિહાર કરતા હોય અને તેઓની આગળ થઈને એક હરણ નીકળ્યું હોય, એટલામાં પાછળથી એક શિકારી આવીને પૂછે કે મહારાજ! શું અત્યારે આ રસ્તેથી એક હરણ નીકળ્યું છે?' ત્યારે જીવદયા પાળવા માટે સાધુ જાણતા છતાં પણ 'હું નથી જાણતો' એમ જુઠું બોલે"

આ વાત સાંભળી મેં પ્રશ્ન કર્યો કે 'ગુરૂદેવ! જુઠું બોલવાના તો સાધુને નવ નવ અને ત્રણ યોગથી પચ્ચખાણ હોય છે તો તમે એમ કેમ ફરમાવો છો?" ત્યારે તેઓશ્રીએ તો ચોકખું કહેલું કે "ભાઈ! અમારા ઘરની વાત નથી પણ શ્રી આચારાંગ સૂત્રમાં એવા પ્રસંગે જુઠું બોલવાની પ્રભુએ આજ્ઞા આપી છે" સાહેબ! આપશ્રીને હિસાબે એનું શું સમાધાન છે?

મુનિશ્રી—ભાઈ! અમુક આચાર્યો શ્રી આચારાંગ સૂત્રના શ્રુતસ્કંધ ૨ અધ્યયન ૩ ઉદ્દેશા ૩ નું નામ લઈ જુઠું બોલવાની સ્થાપના કરે છે પણ તે ન્યાય સંગત નથી

દિનેશ—ન્યાય સંગત કેમ નથી?

મુનિશ્રી—ભાઈ! જ્યારે શ્રી આવશ્યક, શ્રી દશવૈકાલિક, શ્રી ઉત્તરાધ્યયન, શ્રી જ્ઞાતા, અને શ્રી પ્રશ્નવ્યાકરણ વગેરે અનેક શાસ્ત્રોમાં જુઠું બોલવાની સાધુઓને સ્પષ્ટ રીતે ના પાડવામાં આવી છે તો પછી શ્રી આચારાંગ સૂત્રમાં આજ્ઞા કેમ થઈ શકે સર્વજ્ઞ ભગવાનના વચનોમાં પરસ્પર વિરૂદ્ધતા તો કદી હોય જ નહિ

દિનેશ—સાહેબ! એમ તો આપશ્રીએ ઘણા શાસ્ત્રોના નામ લઈને સાધુઓએ જૂઠું બોલવાની સ્થાપના ન કરી એ વાત સિદ્ધ કરી દેખાડી, છતાં સામે તે એક શાસ્ત્રનું ઉદાહરણ વિસ્તારપૂર્વક સમજાવો તો અમારા હૃદયમાં વિશેષ પ્રકાશ પડે.

મુનિશ્રી—ભાઈ! શ્રી દશવૈકાલિક સૂત્રના અધ્યયન ૬ ગાથા ૧૨ મીમાં કહ્યું છે કે—" સાધુએ પોતાને અર્થે કે પર—બીજાને અર્થે, ક્રોધને વશ અથવા ભયને વશ કોઈપણ હિંસાકારી જૂઠું વચન બોલવું નહિ અને બોલાવવું નહિ' તો હવે વિચારો કે હરણને માટે જૂઠું કેમ બોલી શકાય? શું હરણ ' પર " એટલે બીજાના નથી આવી જતું? અને જૂઠું બોલવાની સ્થાપના કરવાથી શું આ શાસ્ત્રથી વિરુદ્ધતા નથી આવતી?

દિનેશ—સાહેબ! તો પછી આવી વિકટ પરિસ્થિતિમાં સાધુઓએ શું કરવું? જો સત્ય બોલવા જાય તો હરણની હિંસા થાય અને જૂઠું બોલે તો બીજું મહાવ્રત તૂટી જાય.

મુનિશ્રી—ભાઈ! ' मौनं सर्वार्थसाधनम् " મૌન સર્વ અર્થની સિદ્ધિ કરનારું છે માટે એવા પ્રસંગમાં સાધુઓએ ચુપચાપ થઈ શાંતિથી રહેવું જોઈએ.

દિનેશ—સાહેબ! ચુપચાપ રહેવાથી કદાચ શિકારી ગુસ્સે થઈ સાધુને મારવા તૈયાર થઈ જાય તો?

મુનિશ્રી—ભાઈ! સાધુઓને શાસ્ત્રોમાં મરણભયવિપ્રમુક્ત 'મરણના ભયથી મુક્ત" કહ્યા છે માટે મરવાની બીક—ભય ન રાખી પોતાનું મન અખંડ રાખવાનો કાળજીપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ, અને મૌનવ્રત સ્વીકારવું જોઈએ.

દિનેશ—ઠીક સાહેબ! હવે અમે બરાબર સમજી ગયા કે સાધુઓએ ગમે તેવા સંકટના સમયમાં પણ જૂઠું વચન તો ન જ બોલવું.

इति द्वितीय महाव्रतम्

સુરેશ—સાહેબ! હવે ત્રીજા મહાવ્રતમા સાધુઓએ શુ કરવુ?

મુનિશ્રી—ભાઈ! ત્રીજા મહાવ્રતમા સાધુઓને "सव्वाओ अदिन्नादाणाओ वेरमण" સર્વ પ્રકારે વિના દીધેલી વસ્તુ લેવાનો ત્યાગ હોય છે, એટલે કે ગામમા, નગરમા કે જગલમા એમ ગમે ત્યા સાધુઓ અલ્પ મૂલ્ય-નજીવી વસ્તુ કે બહુ મૂલ્ય-કિંમતી વસ્તુ, નાની વસ્તુ કે મોટી વસ્તુ, સચેતન વસ્તુ કે અચેતન વસ્તુ દીધા વિના લે નહિ, લેવરાવે નહિ, લેતાને અનુમોદે નહિ-મનથી, વચનથી, અને કાયાથી તથા કહ્યુ પણ છે કે -

सदा सर्वं परद्रव्य, बहिर्वा यदि वा गृहे ।
अदत्त नैव गृह्णाति, तृतीय विप्रलक्षणम् ॥

અર્થ —કોઈપણ પારકી વસ્તુ જગલમા કે ઘરમા માલિકની આજ્ઞા વિના ન લે-આ બ્રાહ્મણનુ ત્રીજુ લક્ષણ છે

સુરેશ—સાહેબ! એક ચોપડીમા ચોરીના અનેક ભેદોનુ બહુ સરસ વિવેચન હતુ, થોડાક વર્ષો પહેલા મારે વાચવામા પણ આવેલુ છતા અત્યારે બરાબર યાદ નથી માટે કૃપા હોય તો જરાક સમજાવો

મુનિશ્રી—સુરેશભાઈ! શાસ્ત્રોમા "દેવ અદત્ત ગુરૂ અદત્ત, રાજ અદત્ત, સ્વામી અદત્ત, જીવ અદત્ત" વગેરે અનેક પ્રકારના અદત્ત એટલે ચોરીનું વર્ણન છે, અને સાધુઓ કોઈપણ પ્રકારની ચોરી કરી શકે નહિ

સુરેશ—આમ નામ માત્ર કહેવાથી અમને સમજણ નથી પડતી, સાહેબ!

મુનિશ્રી—તો સાભળો વિસ્તારપૂર્વક

(૧) દેવ અદત્ત—ભગવાનની ચોરી તે સર્વજ્ઞ ભગવાને બતાવેલા આચાર વિચારથી વિરૂદ્ધ વર્તન કે પ્રરૂપણા (પ્રચાર) કરે તો તે સાધુને ભગવાનની ચોરીનું પાપ લાગે

(૨) અદત્ત—ગુરૂ ગુરૂની ચોરી, જે સદ્ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન કરી સ્વચ્છંદપણે વિહાર કરે, તથા એમના ચેલા ચેલીઓને ભરમાવીને પોતાના પક્ષમા કરે, એટલે કે "આપણે બધા એક છીએ" એમ વાડાબંધી કરે તે સાધુને ગુરૂની ચોરીનુ પાપ લાગે

(૩) રાજ અદત્ત —રાજાની ચોરી, સરકારે પોતાના રાજ્યમા વિહાર કરવાની કે ભિક્ષા માગવાની મનાઈ કરી હોય છતા જો સાધુ તે રાજ્યમા જાય કે ભિક્ષા માગે તો તેને સરકારની ચોરીનો દોષ લાગે

(૪) સ્વામી અદત્ત —માલિકની ચોરી, જે વસ્તુની ઉપર કોઈની પણ માલિકી હોય, તે વસ્તુ માલિકની આજ્ઞા વિના સાધુઓએ ગ્રહણ કરવી નહિ, પછી ભલે તે વસ્તુ અચિત્ત (નિર્જીવ) હોય કે સચિત્ત (જીવ સહિત) હોય

સુરેશ—ઠીક સાહેબ! અચિત્ત વસ્તુઓ તો આજ્ઞા વિના ન લેવાય કારણ કે રોટલી, પાણી, વસ્ત્ર, પાત્ર કે પાટ પાટલા વગેરે દરેક વસ્તુઓ માગીને ભિક્ષાવૃત્તિથી જ લેવાની હોય છે, અને મકાનમા પણ માલિકની આજ્ઞા લઈને જ સાધુઓથી ઉતરી શકાય છે બીજુ તો શું પણ 'दन्तसोहणमित्तपि उग्गह से अजाइया" —દાત ખોતરવા માટે તણખલા જેવી નજીવી વસ્તુ પણ આજ્ઞા વિના ન લેવાય, અને જો કોઈ સાધુ લે તો તેને ચોરીનુ પાપ લાગી જાય છે પણ સાહેબ! સચિત્ત વસ્તુની ચોરી કઈ રીતે થાય? સાધુઓ તો સચિત્ત વસ્તુઓને અડકી પણ શકતા નથી

મુનિશ્રી—સુરેશભાઈ! ચેલાચેલી સચિત્તમા છે કે અચિત્તમા?

સુરેશ—સાહેબ! પંચેંદ્રિય તો સચિત્તમા જ હોય ને? તેને અચિત્ત કેમ કહી શકાય?

મુનિશ્રી—જો સચિત્તમા છે તો સમજો કે માતાપિતા આદિ

જ્ઞાન જેને ન હોય તેને દીક્ષા માટે અયોગ્ય ગણ્યો છે, અને અયોગ્યને દીક્ષા આપનાર સાધુને ચોમાસી પ્રાયશ્ચિત આવે," એમ શ્રી નિશીથ સૂત્રના અગિયારમા ઉદ્દેશામા કહ્યુ છે

હવે જે ભૂખે મરતા માબાપ રૂપિયા લઈ છોકરાને કરિયાણાની માફક વેચાતા આપે તે છોકરાને વૈરાગ્ય કે જ્ઞાન કેવુ હોય ? આ વાત તો ઓછી બુદ્ધિવાળા માણસો પણ સમજી શકે એવી છે, તથા કોઈપણ શાસ્ત્રમા વેચાતા છોકરા છોકરીઓની દીક્ષાનુ વર્ણન જોવામા આવતુ નથી દેવ, ગુરૂ અને ધર્મ અમૂલ્ય હોય છે, અને તેની રૂપિયાથી ખરીદી ન જ થઈ શકે

સુરેશ—સાહેબ ! આવા હલાહલ કળિયુગમા સત્યયુગ જેવા ત્યાગી સાધુઓ કે દીક્ષાર્થીઓ કયાથી મળી શકે ?

મુનિશ્રી—ભાઈ ! ન મળી શકે એવુ જગતમા કાંઈ નથી "बहुरत्ना वसुधरा" છે આજે પણ શ્રી જૈન શ્વેતાબર તેરાપથી સપ્રદાયમા એક જ આચાર્ય છે, અને એક સાથે બે આચાર્ય ન થાય તથા આચાર્ય સિવાય કોઈપણ સાધુસાધ્વી પોતાના નામે ચેલાચેલી ન કરી શકે એવુ મજબૂત બધારણ છે

જે કોઈ ભાઈ બહેન દીક્ષાર્થી હોય તે માતાપિતા વગેરે સ્વજનોને સાથે લઈ આચાર્યશ્રીની પાસે જઈ દીક્ષાની ખૂબજ ઉત્સાહપૂર્વક વિનતિ કરે છે આચાર્યશ્રી પણ "આવ્યો કે મૂડ્યો" એમ નથી કરતા, પણ છ મહિના, બાર મહિના બે વર્ષે, ચાર વર્ષે કે વખતે દશ દશ વર્ષ સુધી પણ તેના જ્ઞાન, વૈરાગ્ય, વિવેક કે પ્રકૃતિ સ્વભાવ (જેમ કે ક્રોધી, કપટી, ખાવાનો લાલચી કે ખરાબ ચાલચલણવાળો તો નથી વગેરે) ની ઘરનાણા સ્વજનો દ્વારા કે ગામવાળા ગૃહસ્થો દ્વારા પૂછપરછ કરી પૂરેપૂરી પરીક્ષા કરે છે જ્યારે તે પરીક્ષામા પાસ થાય ત્યારે તેને પ્રથમ સાધુનું પ્રતિક્રમણ શીખવાની આજ્ઞા આપે છે પ્રતિક્રમણ શીખ્યા

ચિત્ર નં ૨

"હું દીક્ષા શા માટે લઉં છું?"



દીક્ષા લેતા પહેલા દીક્ષાર્થિની બહેન જનતા સમક્ષ પોતાની વૈરાગ્ય વૃત્તિનો પરિચય આપે છે

ચિત્ર ન ૮

## કુટુંબીઓની દીક્ષા માટે જનતા સમક્ષ સામૂહિક મંજુરી



આચાર્યશ્રી —(દીક્ષા આપતા પહેલા પૂછે છે) કેમ ભાઈઓ! આપુ દીક્ષા? તમે બધા રાજી ખુશીથી મંજુરી આપો છો ને?"

બાદ વારંવાર આગ્રહ કરવાથી આચાર્યશ્રી ખૂબજ વિચારી પૈયતા લેઈ દીક્ષાની સ્વીકૃતિ આપે છે અને તિથિ નક્કી કરે છે ત્યાર બાદ સ્વજનવર્ગ દ્વારા એક લેખિત "મજુરીપત્ર" તૈયાર કરવામા આવે છે, તેમા દીક્ષાર્થીને વૈરાગ્ય કેવી રીતે થયો, વૈરાગ્ય થયાને કેટલો સમય થયો, અને એની કઈ કઈ રીતે પરીક્ષા કરી છે, વગેરે વગેરે બાબતોનું ટૂંકુ વર્ણન લખીને છેવટે "અમે સાનંદ સહર્ષ દીક્ષા માટેની મજુરી આપીએ છીએ" એમ મજુરી પત્રની પૂર્ણાહુતિ થતા તેની નીચે માતાપિતા વગેરે ખાસ સગા વહાલાઓની તથા સંઘના શેઠિયાઓની કે સમાજની પ્રતિષ્ઠિત વ્યક્તિઓની સાક્ષી તરીકે સહીઓ થાય છે અને તે "મજુરી પત્ર" દીક્ષા મહોત્સવમા હજારો માણસોની વચ્ચે જાહેરમા વાંચી સભળાવી* સ્વજનવર્ગ દ્વારા પૂજ્ય આચાર્યશ્રીને અર્પણ કરવામા આવે છે તેમ છતા પણ દીક્ષા આપતા પહેલા આચાર્યશ્રી દીક્ષાર્થીઓના સગાવહાલાઓને જાહેરમા ફરીથી મૌખિક પૂછે છે કે —

"કેમ ભાઈઓ! આપુ દીક્ષા? તમે બધા રાજીખુશીથી મજુરી—આજ્ઞા આપો છો ને?" ત્યારે તેઓ બધા ઊભા થઈ "જય જય" ધ્વનિથી પૂજ્ય આચાર્યશ્રીને વધાવી સહર્ષ કહે છે કે — 'હા સાહેબ! આપો, આપો, પરમ પવિત્ર દીક્ષા, અમારી ખૂબ ખુશીથી મજુરી છે" †આમ છેલ્લે સામૂહિક મજુરી અપાયા બાદ શ્રી આચાર્ય મહારાજ "करेमि भंते सामाइय 'ના પાઠનું મોઢેથી ઉચ્ચારણ કરી દીક્ષા-સાધુપણું આપે છે

સુરેશ— સાહેબ! શું એવું મજુરી પત્ર અમોને જોવા મળશે?

મુનિશ્રી— હા ભાઈ! આ રહ્યુ મજુરીપત્ર (આજ્ઞાપત્ર) §

---

*જુઓ ચિત્ર પહેલું – તેરાપંથ દીક્ષા પ્રણાલિ"

†એનુ પ્રત્યક્ષ દૃશ્ય ચોથા ચિત્રમા નજરે પડે છે – કુટુંબીઓની દીક્ષા માટે જનતા સમક્ષ સામૂહિક મજુરી

§જુઓ ચિત્ર ત્રીજુ– મજુરી પત્ર'

ચત્ર નં ૪

## કુટુંબીઓની દીક્ષા માટે જનતા સમક્ષ સામૂહિક મંજુરી



આચાર્યશ્રી –(દીક્ષા આપતા પહેલા પૂછે છે) કેમ ભાઈઓ ! આપું દીક્ષા ? તમે બધા રાજી ખુશીથી મંજુરી આજ્ઞા આપો છો ને ?"

બાદ વારવાર આગ્રહ કરવાથી આચાર્યશ્રી ખૂબજ વિચારી રચના લેઈ દીક્ષાની સ્વીકૃતિ આપે છે અને તિથિ નક્કી કરે છે ત્યાર બાદ સ્વજનવર્ગ દ્વારા એક લેખિત "મજુરીપત્ર" તૈયાર કરવામા આવે છે, તેમા દીક્ષાર્થીને વૈરાગ્ય કેવી રીતે થયો, વૈરાગ્ય થયાને કેટલો સમય થયો, અને એની કઈ કઈ રીતે પરીક્ષા કરી છે, વગેરે વગેરે બાબતોનુ ટૂંકુ વર્ણન લખીને છેવટે "અમે સાન સહર્ષ દીક્ષા માટેની મજુરી આપીએ છીએ" એમ મજુરી-પત્રની પૂર્ણાહુતિ થતા તેની નીચે માતાપિતા વગેરે ખાસ સગા વહાલાઓની તથા સઘના શેઠિયાઓની કે સમાજની પ્રતિષ્ઠિત વ્યક્તિઓની સાખી તરીકે સહીઓ થાય છે અને તે "મજુરી પત્ર" દીક્ષા મહોત્સવમા હજારો માણસોની વચ્ચે જાહેરમા વાચી સભાની* સ્વજનવર્ગ દ્વારા પૂજ્ય આચાર્યશ્રીને અર્પણ કરવામા આવે છે તેમ છતા પણ દીક્ષા આપતા પહેલા આચાર્યશ્રી દીક્ષાર્થીઓના સગાવહાલાઓને જાહેરમા ફરીથી મૌખિક પૂછે છે કે —

"કેમ ભાઈઓ! આપુ દીક્ષા? તમે બધા રાજીખુશીથી મજુરી-આજ્ઞા આપો છો ને?" ત્યારે તેઓ બધા ઊભા થઈ "જય જય" ધ્વનિથી પૂજ્ય આચાર્યશ્રીને વધાવી સહર્ષ કહે છે કે— "હા સાહેબ! આપો, આપો પરમ પવિત્ર દીક્ષા, અમારી ખૂબ ખુશીથી મજુરી છે" †આમ છેવટે સામૂહિક મજુરી અપાયા બાદ શ્રી આચાર્ય મહારાજ "करेमि भंते सामाइय"ના પાઠનુ મોઢેથી ઉચ્ચારણ કરી દીક્ષા–સાધુપણું આપે છે

સુરેશ— સાહેબ! શુ એવુ મજુરી પત્ર અમોને જોવા મળશે?

મુનિશ્રી— હા ભાઈ! આ રહ્યુ મજુરીપત્ર (આજ્ઞાપત્ર) §

---

*જુઓ ચિત્ર પહેલુ –' તેરાપથ દીક્ષા પ્રસગ '

†એનું પ્રત્યક્ષ દૃશ્ય એ ચિત્રમા નજરે પડે છે–' કુટુબીઓની દીક્ષા માટે જનતા સમક્ષ સામૂહિક મજુરી

§ જુઓ ચિત્ર ત્રીજુ– મજુરી પત્ર

श्री जिनेश्वरदेवाय नम

# 卐 મંજુરી પત્ર 卐

( आज्ञा पत्र )

શ્રી પરમ પૂજ્ય, પ્રાતસ્મરણીય, બાલ બ્રહ્મચારી શ્રી જૈન શ્વે૦ તેરાપથના નવમા આચાર્ય શ્રી શ્રી ૧૦૦૮ શ્રી તુલસીગણી રાજ અને સર્વે સાધુ મુનિરાજ, તથા પરમ પવિત્ર મહાસતિજી શ્રી ૧૦૮ શ્રી ઝમકુજી મહારાજ, આદિ સર્વે સાધ્વીજી મહારાજના ચરણ કમલોમા ડોકટર જેઠમલ મૂલચદ ભન્સાલી તથા સૌ મનોહરીબાઈ જેઠમલ ભન્સાલી શ્રીડુગરગઢ નિવાસીના વિધિ સહિત વિનય નમ્રતા પૂર્વક વદના નમસ્કાર સ્વીકાર થજો

પૂજ્યવર,

સવિનય અરજ છે કે અમારી પરમ પ્રિય પુત્રી બહેન છગનીનો જન્મ વિ સવત ૧૯૮૭ ના ચૈત્ર વદ ૧૩ ને દિવસે થયો હતો તેના શુભલગ્ન સવત ૨૦૦૦ના અષાડ સુદ ૯ના કરવાના નિશ્ચિત થઈ ચુક્યા હતા લગ્ન ખૂબ ધામધૂમથી કરવાની બધીજ તૈયારીઓ લગભગ પૂર્ણ થઈ ગઈ હતી પરતુ મુકરર તિથિના એક અઠવાડિયા પહેલાજ તેણે લગ્ન કરી સાસારિક બધનમા ફસવાની સાફ ના પાડી દીધી, એટલે અમે બધાએ તેને અનેક જુદી જુદી રીતે સમજાવી, ખૂબ લાલચો બતાવી, અને ઉપરે ધમકાવવાનો પણ પ્રયોગ કરી જોયો એમ દરેક યોગ્ય ઉપાય કરી જોયા છતા પણ તે પોતાના નિશ્ચયમા અચળ અને અટલ રહી એટલે ધામધૂમથી લગ્ન કરવાની અમારી આન્તરિક અભિલાષા હોવા છતાં પણ લગ્ન બધ રાખવા પડ્યા

ભગવન્ !

ધીરે ધીરે તેની વૈરાગ્ય ભાવના વધુને વધુ જોર પકડતી ગઈ છતા પણ ઓછામા ઓછા પદર મહિના સુધી તો તેણે અમારાથી પોતાની વૈરાગ્ય ભાવનાને એકદમ છૂપાવી રાખી કારણ કે હું બાલ-દીક્ષાનો કટ્ટર વિરોધી હતો અને હું એવી કલ્પના પણ કદી કરી શકતો નહિ કે આવી બાલિકાને વૈરાગ્ય કેવી રીતે ઉત્પન્ન થઈ શકતો હશે કે જેને સસારના સુખ દુખનો કઈ પણ અનુભવ થયો પણ ન હોય એટલે જ અમે આ અસાર તરફ તેને આકર્ષવા પૂરેપૂરી કોશિશ કરી છૂટ્યા, તો પણ આ વિરક્ત બાલિકાના દ્રઢ નિશ્ચયને પલટાવવામા અમારા બધા જ પ્રયાસો નિષ્ફળ ગયા તેની આન્તરિક વૈરાગ્ય ભાવનાએ મારા બાલદીક્ષા વિરોધી વિચારોમા જડમૂળથી પરિવર્તન લાવી દીધું અને છેલ્લે વિવશ થઈને સવા વર્ષની કઠણ–આકરી પરીક્ષા બાદ સુજાનગઢમા ચોમાસા દરમિયાન આપ પૂજ્ય ગુરૂદેવને તેના આન્તરિક વિચારોની જાણ કરાવી, અને તેને સાધુ પ્રતિક્રમણ શીખવવા માટેની મજૂરી આપવાની અમે ખૂબ નમ્રતાપૂર્વક વિનતિ કરી. એમ પૂરા છ–છ મહિના સુધી વારવાર વિનતિઓ કર્યા કરવાથી તથા આપે તે બાલિકાની પૂરેપૂરી યોગ્ય પરીક્ષા કરી લીધા બાદ સવત ૨૦૦૧ ના ફાગણ વદ ૧ ને દિવસે સુજાનગઢમા તેને સાધુ પ્રતિક્રમણ શીખવવાની મજૂરી આપી તે બાદ બીજા સાત મહિના વળી રાહ જોવડાવ્યા પછી ખૂબ વિનતિઓ કર્યા કરવાથી આખરે ભાદરવા સુદ ૧૩ ને દિવસે તેને દીક્ષા આપવા માટેની તિથિ કારતક વદ ૮ નક્કી કરી ફરમાવી. (જે મગળમય દિવસ આજે છે) જેથી અમને બધાને તે દિવસે આનદ અને હર્ષનો કોઈ પાર રહ્યો નહિ

ગુરૂદેવ,

આપના પરમ પવિત્ર ચરણ કમલોમા અમે પતિ-પત્ની આ અમારી સુકુમાર પરમ પ્રિય પુત્રી બ્હેન છગનીને સ્વેચ્છાપૂર્વક સપ્રેમ સહર્ષ સમર્પિત કરતા વિનયથી પ્રાર્થના કરીએ છીએ કે આપ એને દીક્ષિત કરી શુદ્ધ સયમ-ત્યાગના માર્ગમા પ્રવેશ કરાવો અને આ વિરક્ત બાલિકાને આપના શરણમા લઈ એનો જન્મ સફળ બનાવો અમોને પૂર્ણ આશા છે કે આપ જેવા કુશળ, અનુભવી, મુક્તિપથના પ્રદર્શકના અનુશાસનમા રહી તે પોતાનો ઉદ્દેશ અવશ્ય પ્રાપ્ત કરી શકશે

આ મજુરી પત્ર અમે અમારી રાજીખુશીથી પોતાની ઇચ્છાથી સમજી વિચારીને લખી, આપને અર્પણ કરવામા અમે ગૌરવ અનુભવીએ છીએ દીક્ષા આપો તેમા અમને કોઈ પણ જાતનો વાધો કે વિરોધ નથી, અને જો કોઈ તે બાબતમા વાધો ઉઠાવશે તો આ મજુરી પત્રથી જુઠ્ઠા સાબિત થશે

શ્રી ડુગરગઢ સવત ૨૦૦૨ ના કારતક વદ ૮

| સાક્ષી | લી૦ આપના સેવક |
| --- | --- |
| (૧) ડી. સી ગેડીઆ બૅરિસ્ટર ઍટ-લૉ | (સહી) ડૉક્ટર જેઠમલ ભ સાલી એમ બી |
| (૨) માહલચદ ભાટાની બીકાનેર ધારાસભાના મેમ્બર | (સહી) મનોહરી જેઠમલ |
| (૩) છોગમલ ચોપડા બી એ બી એલ (તેરાપથી મહાસભાના પ્રમુખ) | |
| (૪) બીજરાજ પુગલીઆ. | |
| (૫) હીરાલાલ ભ સાલી | |

સુરેશ—સાહેબ ! શુ આ બધી બાબત સત્ય છે ?

મુનિશ્રી—ભાઈ ! પ્રત્યક્ષ નજરોનજર જોઈ શકાય એવો ચમત્કારી ખેલ છે ઈચ્છા હોય તો તમે પણ નગી આખે નિહાળી શકો છો

સુરેશ—ધન્ય ઘડી ધન્ય ભાગ્ય, જે દિવસે એવા ઉત્તમ આત્માર્થી સદ્પુરુષોના દર્શન થશે પણ અત્યારે મહાવ્રતોનુ વિવેચન પૂરૂ સમજાવીને તો અમારો જન્મ કૃતાર્થ કરો !

મુનિશ્રી—ભાઈ ! સ્વામીની ચોરીનુ વર્ણન તો બરાબર સમજવામા આવી ગયુ ને ?

સુરેશ—જી સાહેબ ! આવી ગયુ

મુનિશ્રી— (૫) જીવ અદત્ત-જીવોની ચોરી પ્રાણીઓ કહેતા નથી કે "અમને મારજો" હવે સાધુઓ કોઈપણ પ્રકારની હિંસા કરે કે હિંસાના કાર્યોનો આદેશ-ઉપદેશ આપે તો તેઓને જીવોની ચોરીનું પાપ લાગે છે શ્રી આચારાગ સૂત્રના પહેલા અધ્યયનમા પણ "કોઈના શરીરનો મરજી વિરૂદ્ધ ઉપયોગ કરે તો હિંસા છે, અને ચોરી પણ છે" એમ કહ્યુ છે, માટે સાધુઓએ ઘણી જ સાવધાનીથી ત્રીજુ મહાવ્રત અખડ રીતે પાળવુ જોઈએ

## इति तृतीय महाव्रतम्



રમેશ—સાહેબ! સભળાવો હવે ચોથુ મહાવ્રત

મુનિશ્રી—ચોથા મહાવ્રતમા સાધુઓને "सव्वाओ मेहुणाओ वेरमणं" દેવતા સબધી, મનુષ્ય સબધી, અને તિર્યંચ (પશુ પક્ષીઓ) સબધી મૈથુન-અબ્રહ્મચર્ય સેવન કરવાના નવે કોટિથી પચ્ચખાણુ (ત્યાગ) હોય છે, અને અખડ બ્રહ્મચર્ય પાળવું એ તેઓનું ચોથુ મહાવ્રત કહેવાય છે તેથી જ બ્રાહ્મણોને માટે કહ્યુ છે કે —

देवेषु च मनुष्येषु, तिर्यग्योनिगतेषु च।
मैथुनं हि सदा मुंचे चतुर्थ विप्रलक्षणम् ॥

અર્થ દેવયોનિ સબધી, મનુષ્યયોનિ સબધી, કે તિર્યંચ યોનિ સબધી એમ સર્વથા મૈથુનનો ત્યાગ કરવો, એ બ્રાહ્મણનું ચોથુ લક્ષણુ છે તથા "ब्राह्मणा ब्रह्मचर्यण" બ્રહ્મચર્યથી બ્રાહ્મણુ કહેવાય તથા

त्यक्तदाराः सदाचारा, मुक्तभोगा जितेन्द्रियाः।
जायन्ते गुरवो नित्य, सर्वभूताभयप्रदाः ॥

અર્થ – "સ્ત્રીના ત્યાગી, સદાચારી, ભોગના ત્યાગી, ઇદ્રિયોના દમન કરનારા અને સર્વ પ્રાણીઓને અભયદાન દેનારા હોય તે ગુરૂ કહેવાય" એવુ પણુ વર્ણન છે

રમેશ—ઠીક સાહેબ! સમજી ગયા સાધુઓએ કે ખરા બ્રાહ્મણોએ અખડ બ્રહ્મચર્યનું પાલન ફરજિયાત કરવુ જોઈએ, પણુ ગુરૂદેવ! જ્યારે મનમા વિષયવિકારના તરગો ઊછળી આવતા હશે ત્યારે સતપુરૂષો બ્રહ્મચર્યનુ રક્ષણુ શી રીતે કરતા હશે?

મુનિશ્રી—ભાઈ! જેમ રત્નો વગેરે ધનમાલની રક્ષા કરવા ચોકી-પહેરો રાખવામા આવે છે, અને જેમ ખેતીવાડીની રક્ષા કરવા

વાડ બનાવવામા આવે છે, તેમજ સર્વજ્ઞ ભગવાને શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના સોળમા અધ્યયનમા બ્રહ્મચર્યને અખડ રાખવા માટે નવ નિયમો (વાડ) બતાવ્યા છે, તે નીચે મુજબ છે –

(૧) જે સ્થાનમા સ્ત્રી, પશુ કે નપુસકો રહેતા હોય ત્યા સાધુઓએ રહેવુ નહિ

(૨) સાધુઓએ સ્ત્રીઓના શૃગાર, રૂપ, લાવણ્ય કે હાવભાવ, વિલાસ, વિભ્રમની પ્રશસાત્મક વાતો કરવી નહિ

(૩) સાધુઓએ સ્ત્રીઓની સાથે એક આસને બેસવુ નહિ, તથા સ્ત્રીઓના સ્પર્શ કરવો નહિ

રમેશ— સાહેબ! સાધ્વીઓ પુરૂષ ડાકટરનો સ્પર્શ તો કરી શકે ને?

મુનિશ્રી— ના, ના, કોઈપણ હિસાબે ન જ કરી શકે, અને એ સ્પર્શ કરે તો દોષ લાગે

રમેશ— સાહેબ! એમ્વા સાધુ એકલી સ્ત્રી સાથે તથા એકલા સાધ્વી એકલા પુરૂષ સાથે વાતચીત કરી શકે ખરા?

મુનિશ્રી— ના, રમેશભાઈ! ન કરી શકે, કારણ કે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના પહેલા અધ્યયનની છવ્વીસમી ગાથામા કહ્યું છે કે –

एगो एगत्थिए सद्धिं नेव चिठे न सल्वे

એકલો સાધુ એકલી સ્ત્રી સાથે (એકલી સાધ્વી એકલા પુરૂષ સાથે) ઊભા રહે નહિ, બોલે નહિ

રમેશ—સાહેબ! સાધુ ગોચરી (ભિક્ષા અર્થે) ગયા હોય અને કદાચિત કોઈ બહેન એકલી હોય તો?

મુનિશ્રી—ક્ષણ માત્ર પણ ઊભા રહેવું કે બોલવું નહિ અને આહાર પાણી લીધા વિના જ તરત પાછા ફરી જવુ

રમેશ—ગુરૂદેવ! જો એમ જ હોય તો પછી કોઈ પણ એકલા વિદ્વાન સાધુની પાસે કે પંડિતની પાસે જઈને એકલા સાધ્વી કેમ ભણી શકતા હશે?

મુનિશ્રી—ભાઈ! શ્રી બૃહત્ક ૫ સૂત્રના પાચમા ઉદ્દેશાને આધારે "એકલા સાધ્વી ગોચરી કે જંગલ (ઠલ્લે) વગેરે કોઈપણ ઠેકાણે જઈ શકે નહિ" તો પછી એકલા સાધુ કે પંડિત પાસે જઈને ભણવાની કે એમનાની તો વાત જ કયા રહી?

રમેશ—સાહેબ! સાધુ એકલા વિહાર કરી શકે ખરા?

મુનિશ્રી—શાસ્ત્રાનુસાર ન કરી શકે, અને ગુરૂની આજ્ઞાનો લોપ કરી જે સ્વચ્છંતાથી એકલ વિહારી થાય તે કાયદા પ્રમાણે ચારિત્રભ્રષ્ટ કહેવાય શ્રી આચારાગ સૂત્રના શ્રુતસ્કધ ૧ અધ્યયન ૫ ઉદ્દેશા ૧ મા એકલવિહારી સાધુઓમા "બહુ ક્રોધી, બહુ અભિમાની, બહુ લોભી" વગેરે આઠ દુર્ગુણો બતાવ્યા છે માટે શેષકાલ કે ચોમાસામા ઓછામા ઓછા બે સાધુ અને ત્રણ સાધ્વીઓ જોઈએ.

(૪) સાધુઓએ વિકાર દૃષ્ટિથી સ્ત્રીઓના અંગોપાગ જોવા નહિ

(૫) કોઈ પતિ પત્ની જ્યા સૂતા હોય, અને તેઓના સંભોગ સમયના શબ્દો સભળાતા હોય, એવા સ્થાનમા ભીંત કે પાર્ટીશનને આતરે પણ સાધુઓએ સૂવુ કે રહેવુ નહિ, કારણ વિકારમય શબ્દો સાભળવાથી મનમા વિકાર ઉત્પન્ન થઈ બ્રહ્મચર્યવ્રતનો ભગ થવા સભવ છે

(૬) સંસારી અવસ્થામાં કરેલા ભોગવિલાસ સાધુઓએ કદીપણ યાદ કરવા નહિ, કારણ કે પૂર્વકૃત ભોગવિલાસનું સ્મરણ કરતા બ્રહ્મચારી બ્રહ્મચર્યથી પતિત થવા સંભવ છે

(૭) સાધુઓએ સદા-નિરંતર સરસ ભોજન કરવા નહિ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં "દૂધ, દહીં વગેરે પૌષ્ટિક પદાર્થો વિશેષ રૂપથી ખાનાર સાધુને પાપી સાધુ કહ્યો છે" તથા આ જ નિયમને વિશેષ પુષ્ટ કરવા માટે શ્રી આચારાંગ સૂત્રના શ્રુતસ્કંધ ૨ અધ્યયન ૨ ઉદ્દેશા ૯ માં "વનસ્પતિ-રાશ ૮ કે તળેલી પૂરીઓ વગેરે વસ્તુઓ ઋગ્ણાવસ્થા (માંદગી) સિવાય ગૃહસ્થની પાસેથી સાધુઓએ માગવી નહિ" એમ કહ્યું છે

રમેશ—સાહેબ! તો પછી "દૂધ ચાહનો જોગ છે?" એમ કહીને કદાચ કોઈ સાધુ દૂધ, ચા ક, ઘી વગેરે વસ્તુઓ માગીને લે તો?

મુનિશ્રી—ભાઈ! કાયદા પ્રમાણે તો ન જ માગી શકાય. છતાં જો કોઈ માગે તો શાસ્ત્રની આજ્ઞાનો ભંગ થાય. આ જ વાતને લક્ષમાં રાખી શ્રી જૈન શ્વેતાંબર તેરાપંથી સંપ્રદાયમાં તો એવી સખ્ત મર્યાદા છે કે સુખે સમાધે સાધુઓએ (૧) રોટલા (૨) પાણી (૩) દાશ અને (૪) ધેંશ (બાજરી, મ ઈ, ચોખા વગેરેની બનેલી રાબ કે ભરડકું) આમ ચાર દ્રવ્ય સિવાય બીજી કોઈપણ વસ્તુ માગીને લેવી નહિ કદાચ બીમારીમાં પણ માગીને લે તો આખો દિવસ દૂધ, દહીં અને તેલ એમ ત્રણ વિગયનો ત્યાગ કરવો

રમેશ—સાહેબ! રોટલા આપી કદાચ ગૃહસ્થ દાળ, શાક વગેરે બીજું કાંઈ આપવાનું ભૂલી જાય તો?

મુનિશ્રી—ભાઈ! એવું પણ ઘણીવાર બને છે વખતે ગૃહસ્થ રોટલા આપીને શાક, ભાત આપીને દાળ, દૂધ આપીને

મુનિશ્રી—ક્ષણ માત્ર પણ ઊભા રહેવુ કે બોલવુ નહિ અને આહાર પાણી લીધા વિના જ તરત પાછા ફરી જવુ

રમેશ—ગુરૂદેવ! જો એમ જ હોય તો પછી કોઈ પણ એકલા વિદ્વાન સાધુની પાસે કે પડિતની પાસે જઈને એકલા સાધ્વી કેમ ભણી શકતા હશે?

મુનિશ્રી—ભાઈ! શ્રી બૃહલ્કલ્પ સૂત્રના પાચમા ઉદ્દેશાને આધારે "એકલા સાધ્વી ગોચરી કે જગલ (ઠલ્લે) વગેરે કોઈપણ ઠેકાણે જઈ શકે નહિ" તો પછી એકલા સાધુ કે પડિત પાસે જઈને ભણવાની કે બેસવાની તો વાત જ કયા રહી?

રમેશ—સાહેબ! સાધુ એકલા વિહાર કરી શકે ખરા?

મુનિશ્રી—શાસ્ત્રાનુસાર ન કરી શકે, અને ગુરૂની આજ્ઞાનો લોપ કરી જે સ્વચ્છંદતાથી એકલ વિહારી થાય તે કાયદા પ્રમાણે ચારિત્રભ્રષ્ટ કહેવાય શ્રી આચારાગ સૂત્રના શ્રુતસ્કધ ૧ અધ્યયન ૫ ઉદ્દેશા ૧ મા એકલવિહારી સાધુઓમા "બહુ ક્રોધી, બહુ અભિમાની, બહુ લોભી" વગેરે આઠ દુર્ગુણો બતાવ્યા છે માટે શેષકાલ કે ચોમાસામા ઓછામા ઓછા બે સાધુ અને ત્રણ સાધ્વીઓ જોઈએ

(૪) સાધુઓએ વિકાર દૃષ્ટિથી સ્ત્રીઓના અગોપાગ જોવા નહિ

(૫) કોઈ પતિ પત્ની જ્યા સૂતા હોય, અને તેઓના સભોગ સમયના શબ્દો સભળાતા હોય, એવા સ્થાનમા ભીંત કે પાર્ટીશનને આતરે પણ સાધુઓએ સૂવુ કે રહેવું નહિ, કારણ વિકારમય શબ્દો સાભળવાથી મનમા વિકાર ઉત્પન્ન થઈ બ્રહ્મચર્યવ્રતનો ભગ થવા સભવ છે

મુનિશ્રી—નવદીક્ષિત, અનિવૃદ્ધ કે વિશેષ કારણસર આચાર્યશ્રી જેને આજ્ઞા (છૂટ) આપે તે સિવાય બધા સાધુ સાધ્વીઓને આ કાયદો લાગુ પડે છે

(૯) સાધુઓએ શરીરની શોભાવિભૂષા (શણગાર) કરવી નહિ.

આ નિયમ પ્રમાણે વર્તનાર આ માર્ગી સાધુઓ સ્નાન કે તેલ વગેરેનુ મર્દન પણ સુખે સમાધે કરી શકે નહિ

રમેશ—સાહેબ! સ્નાન કરવામા શું દોષ છે?

મુનિશ્રી—ભાઈ! સ્નાન શૃગારનુ જ એક અંગ છે તેથી બ્રહ્મચારી સાધુઓને જરૂરનુ નથી માટે જ કહ્યુ છે કે -

शृगारमदनोत्पाद, सत्स्नान परिकीर्तितम्।
तस्मात्स्नान परित्यक्त, नैष्ठिकैर्ब्रह्मचारिभि ॥

અર્થ —"સ્નાન એ શૃગારનું કારણ છે અને કામ-વિકાર ઉત્પન્ન કરનારૂ છે માટે નૈષ્ઠિક બ્રહ્મચારીઓએ સ્નાનનો ત્યાગ કર્યો છે" આ સિવાય

न्हाय धोय रगया रहे, वे तो योगी छैल।
शील जिन्होंके पालना, उनके गहणा मैल॥

આ દોહરો પણ જગતમા ઘણો પ્રસિદ્ધ છે, તથા શ્રી દશવૈકાલિક સૂત્રમા સ્નાન કરનાર સાધુઓને ચારિત્રથી ભ્રષ્ટ કહ્યા છે, માટે સાધુઓએ નહાવું ન જ જોઈએ

રમેશ—ગરમીની મોસમમા વિહાર કરીને ગયા હોય અને શરીર કચવાટ કરવા લાગ્યુ હોય, ત્યારે કપડુ ભીનું કરી શરીર સાફ કરી લેવામા આવે તો?

ખાડ, અને ખીચડી આપીને ઘી આપવાનું ભૂલી જાય છે, છતા પણ સાધુઓ "શાક, દાળ, ખાડ કે ઘી નો જોગ છે?" એમ પૂછી શકતા નથી, જે હોય તેનાથી જ સયમમય જીવનનો નિર્વાહ કરે છે

(૮) સાધુઓએ પ્રમાણથી અધિક આહાર કરવો નહિ કાંઈક ઊણોદરી (ભૂખથી ઓછુ ખાવુ) અવશ્ય કરવી, કારણ કે અધિક આહાર કરવાથી અજીર્ણ વગેરે રોગોની તથા આળસ-પ્રમાદની વૃદ્ધિ થાય છે અને શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના સત્તરમા અધ્યયનમા—

"मोच्चा पिच्चा सुह सुवई पावसमणेत्ति वुच्चई"

ખાઈ પીને સુખે સૂતો રહે એવા સાધુને પ્રભુએ "પાપી સાધુ" કહ્યો છે આ શાસ્ત્રના વાકયને લક્ષમા રાખી શ્રી તેરાપથ સપ્રદાયના સાધુઓ સુખે સમાધે બાળ, વૃદ્ધ, બીમાર કે તપસ્વી સિવાય દિવસમા સૂઈને નિદ્રા (ઊંઘ) લેતા નથી

તેમજ ઊણોદરી તપની વૃદ્ધિ કરવા માટે તેઓને આચાર્ય શ્રીના તરફથી એવી મર્યાદા છે કે – 'સુખે સમાધે, વિશેષ કારણ સિવાય કોઈ સાધુ સાધ્વીઓએ સાજે ગરમ રસોઈની ગોચરી (ભિક્ષા) સામાન્ય રીતે કરવી નહિ કદાચ કોઈને બીમારીથી કે બીજા કોઈ અગત્યના કારણે સાજે ગરમ આહાર કરવો પડે તો તેણે (૧) દૂધ (૨) દહીં (૩) તેલ (૪) મીઠાઈ (૫) ગોળ, ખાડ કે સાકર એમ પાચ વિગયનો ત્યાગ કરવો," અને તેની વિગતવાર નોધ પોતાની ડાયરી (રોજનીશી) મા લખી આચાર્યશ્રીને બતાવવી કે "મેં અમુક બીમારીમા અમુક સયોગવશ આટલા દિવસ સુધી સાજે ગરમ આહાર કર્યો અને કાયદા પ્રમાણે તેટલા દિવસ પાચે વિગયનો ત્યાગ કર્યો"

રમેશ—સાહેબ! આ કાયદો દરેક સાધુ સાધ્વીઓને લાગુ થાય છે કે અમુક અમુકને?

સુરેશ—ગુરૂદેવ! હવે પાચમા મહાવ્રતનુ વિવેચન સમજાવવાની કૃપા કરો

મુનિશ્રી—ભાઈ! પાચમા મહાવ્રતમા સાધુઓને "सव्वाओ परिग्गहाओ वेरमण" સર્વ પ્રકારે ત્રણ કરણ અને ત્રણ યોગથી પરિગ્રહ રાખવાના જીવન પર્યંત ત્યાગ હોય છે બ્રાહ્મણનુ પાચમુ લક્ષણ વર્ણવતા પણ એમજ કહ્યુ છે કે —

त्यक्त्वा कुटुम्बवास तु, निर्ममो निष्परिग्रह ।
युक्तश्चरति नि'सग., पचम विप्रलक्षणम् ॥

અર્થ કુટુબવાસનો ત્યાગ કરી, મમત્વ રહિત, પરિગ્રહનો ત્યાગી બની અલગ થઈને વિહાર કરે તે બ્રાહ્મણનુ પાચમુ લક્ષણ છે

સુરેશ—સાહેબ! પરિગ્રહનો અર્થ શું ?

મુનિશ્રી—ભાઈ! પ્રાપ્ત વસ્તુ પર મૂર્છા અને અપ્રાપ્ત વસ્તુની અભિલાષાનું નામ પરિગ્રહ છે પણ મૂર્છા કે અભિલાષા કોઈપણ સાસારિક વસ્તુને આધારે જ હોય છે, માટે વ્યાવહારીક દૃષ્ટિથી દરેક સાસારિક વસ્તુ પરિગ્રહ છે, અને તે પરિગ્રહના ત્રણ તથા નવ વિભાગ પાડીને શાસ્ત્રકારોએ સમજાવ્યા છે

સુરેશ—સાહેબ! ત્રણ તથા નવ વિભાગ કયા કયા ?

મુનિશ્રી—(૧) સચિત્ત (સચેતન–સજીવ વસ્તુ) પરિગ્રહ (૨) અચિત્ત (અચેતન–અજીવ વસ્તુ) પરિગ્રહ અને (૩) મિશ્ર (સચેતન અચેતન મિશ્રિત વસ્તુ) પરિગ્રહ આ જ ત્રણે જાતના પરિગ્રહની વિશેષ સ્પષ્ટતા માટે નવ ભેદ કરવામા આવ્યા છે

(૧) ક્ષેત્ર—ખુ'ની જમીન, ખેતર, વાડી, બાગ, બગીચા વગેરે

**મુનિશ્રી**—આ કાર્ય પણ એક હિસાબે નાહવાનું જ બીજુ રૂપ છે, અને સાધુના બાવીસ પરીષહમા મેલનો પરીષહ પણ કહ્યો છે માટે પસીનો થયો હોય તો સકા કપડાથી લૂછી લેવો જોઈએ

**રમેશ**—સાહેબ! આજના અમુક સાધુ સાધ્વીઓ તો ભીના કપડાથી શરીર સાફ કરે છે, અને સાબુથી કપડા ધોઈને શરીરની શોભા વિભૂષા પણ ખૂબ જ વધારે છે તો શું તેઓ શાસ્ત્રોનુ અધ્યયન નહિ કરતા હોય?

**મુનિશ્રી**—ભાઈ! માત્ર શાસ્ત્રનુ અધ્યયન કરવાથી જ કલ્યાણ નથી થતુ, પણ અમલમા મૂકવાથી થાય છે

**રમેશ**—સાહેબ! શરીરને કોઈ અશુચિ (ખરાબ) પદાર્થ લાગી જાય કે બીમારી થઈ જાય તો?

**મુનિશ્રી**—ભાઈ! જરૂર પૂરતુ તો ધોઈ શકાય છે પરતુ અશુચિ કે બીમારીના ખોટા બહાનાથી આખુ શરીર ધોઈ શકાય નહિ

ઉપરોક્ત નવ નિયમોને બ્રહ્મચર્યની નવ વાડ પણ કહેવામા આવે છે શાસ્ત્રમા કહ્યુ પણ છે —"तहनवविहबम्भचेरगुत्तिधरो" સાધુ નવ વાડ સહિત શુદ્ધ બ્રહ્મચર્ય ધારણ કરનાર હોય છે

## इति चतुर्थं महाव्रतम्



સાંસારિક વસ્તુઓ આવી ગઈ તો પછી સાધુઓથી વસ્ત્ર, પાત્ર કે રજોહરણ વગેરે ઉપકરણો (વસ્તુઓ) પણ કેમ રાખી શકાય?

મુનિશ્રી—ભાઈ! શ્રી દશવૈકાલિક સૂત્રના છઠ્ઠા અધ્યયનમા પ્રભુએ કહ્યુ છે કે —"શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે સયમ યાત્રાનો નિર્વાહ કરવા પૂરતા સાધુઓ જે પણ વસ્ત્ર, પાત્ર, કામળ વગેરે ઉપકરણો રાખે તે પરિગ્રહ નથી પણ તેના પર મમત્વ ભાવ કે મૂર્છા કરે તો પરિગ્રહનું પાપ લાગે"

સુરેશ—સાહેબ! શુ સાધુઓએ વસ્ત્ર, પાત્ર વગેરે ઉપકરણો રાખવા સબધી વર્ણન શાસ્ત્રોમા છે?

મુનિશ્રી—શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રના દશમા અધ્યયનમા "સાધુને પિછોડી, ચોલપટ્ટો, મુહપત્તી, ઝોળી, પાત્રા પડિલેહવવાનુ વસ્ત્ર, ગળણું, પાણી ઢાકવાનું વસ્ત્ર, પગ લૂછવાનુ વસ્ત્ર, બિછાવવાનુ વસ્ત્ર, ગોછો (પૂજણી) રજોહરણ વગેરે ઉપકરણો રાખવા કલ્પે" એવુ વર્ણન છે તથા શ્રી દશવૈકાલિક સૂત્રમા કામળ અને પાત્રા લૂછવાના વસ્ત્રનું વિધાન છે તેમ જ શ્રી વ્યવહાર સૂત્રના બીજા ઉદ્દેશામા ત્રણ પ્રકારના પાત્રા રાખવાનુ વિવેચન છે માટે ઉપરોક્ત શાસ્ત્રોના ફરમાન મુજબ અમૂર્છા ભાવથી પરિમિત (મર્યાદિત) વસ્ત્ર, પાત્ર, રજોહરણ વગેરે રાખતા સાધુઓને પરિગ્રહનું પાપ નથી લાગતું પણ શાસ્ત્ર પ્રમાણે નિયમથી વધારે સગ્રહ કરી કબાટ, પેટારા વગેરે ભરીને રાખે તો તે સાધુ પરિગ્રહધારી કહેવાય

સુરેશ—ઠીક સાહેબ! આ વિવેચન તો બહુ સારી રીતે સમજાઈ ગયુ, પણ આપશ્રીએ ફરમાવેલા નવ જાતના પરિગ્રહનું પાપ સાધુઓને કયું કયુ કામ કરવાથી કઈ કઈ રીતે લાગે? તે જરા વિસ્તારપૂર્વક સમજાવવાની કૃપા કરો.

(૨) વસ્તુ—ઢાકેલી જમીન, ઘર-મકાન, દુકાન, હવેલી, પાઠશાળા, ધર્મશાળા, પૌષધશાળા, ઉપાશ્રય, મઠ, મન્દિર વગેરે દરેક જાતના બાધેલા મકાનો હોય તે

(૩) હિરણ્ય—ઘડેલી તથા અણઘડેલી ચાદી

(૪) સુવર્ણ—ઘડેલુ તથા અણઘડેલુ સોનુ

(૫) ધન—નગદનાણુ, પૈસા, રૂપિયા, મહોર, ટિકિટ, નોટ, લોન વગેરે સરકારની છાપનુ જે વખતે જે ચલણ ચાલતુ હોય તે તથા હીરા, પાના, માણેક, મોતી વગેરે બધી જાતના રત્નો

(૬) ધાન્ય—ઘઉં, બાજરી, ચોખા, જુવાર, મકાઈ, મગ, મઠ વગેરે દરેક જાતનુ અનાજ

(૭) દ્વિપદ—બે પગવાળા, દાસ, દાસી, નોકર ચાકર, કે પોપટ, કબૂતર, વગેરે પક્ષીઓ

(૮) ચતુષ્પદ—ચાર પગવાળા, ઘોડા, હાથી, ઉંટ, બળદ, ગાય, ભેંસ વગેરે પશુઓ

(૯) કુપ્પધાતુ—કાસુ, તાબુ, પિત્તળ, લોખડ, પત્થર, કાચ વગેરે અથવા તેની બનાવેલી વસ્તુઓ, જેમકે તાબાનો લોટો, પિત્તળની તપેલી,, કાસાની થાળી, લોખડનુ કડુ, પત્થરનો ખલ, કાચના ચશ્મા, ગ્લાસ કે પ્યાલા વગેરે તથા વસ્ત્ર, પાત્ર વગેરે દરેકે દરેક વસ્તુઓ કે જેનો સમાવેશ પાછલા આઠ ભેદોમા ન થતો હોય

આ નવ જાતના પરિગ્રહનો સચય-સગ્રહ સાધુઓ પોતે કરે નહિ, બીજા પાસે કરાવે નહિ, અને કરતાને અનુમોદે નહિ, મન, વચન અને કાયાથી

સુરેશ—સાહેબ! આ નવ જાતના પરિગ્રહમા તો દરેક

કાતબ સાધુઓને નિમિત્તે નિશ્ચિત થયેલા મકાનો એક હિસાબે સાધુઓના ઘર જેવા જ છે ફક્ત નામનો જ ફેર રહે છે જેમ કે ગરીબ માણસોની ઝુપડી કહેવાય છે, તો સાધારણ માણસોના ઘર કે મકાનો શેઠિયાઓની હવેલી કે બંગલાઓ કહેવાય છે, તો સામાન્ય રાજવીઓની કોઠીઓ કે ઉતારાઓ, મોટા રાજાઓના મહેલ, કોઠી કે પેલેસ કહેવાય છે, તો દેવોના મંદિરો કે દેવાલયો, મુસ્લિમ ફકીરોના તકીયા કહેવાય છે, તો અમુક યોગીઓના મઠ રામસ્નેહી સાધુઓના રામદુવારા કહેવાય છે, તો દાદુપંથી સાધુઓના દાદુદ્વારા, તેમ જ ઋષિઓના આશ્રમ કહેવાય છે, અને જૈન સાધુઓના પૌષધશાળા ઉપાશ્રય કે સ્થાનકો, પરંતુ છે તો બધા ઘરના ઘર જ

જૈન શાસ્ત્રોમા જ્યાએ જ્યાએ સાધુઓને "અનગાર" કહ્યા છે, તથા ગીતાજીમા "અનિકેત" કહ્યા છે બન્ને શબ્દોનો અર્થ "ઘર વગરના" થાય છે તેમ જ શ્રીમદ્ ભાગવતના સાતમા સ્કંધમા "ન વતેરાશ્રમ" "સાધુને આશ્રમ ન હોય" એમ કહ્યુ છે આ સિવાય "મઠવાસી નરકવાસી" આમ કહેવત પણ સંસારમા ઘણી જ પ્રસિદ્ધ છે સુરેશભાઈ! આ બધુ વિચારતા ચોક્કસ નક્કી થઈ જાય છે કે સાધુ નિમિત્તે બનાવેલા મકાનોમા જાણી જોઈને રહેનારા સાધુઓને ખરી રીતે બહુ મોટો દોષ લાગે છે

સુરેશ—સાહેબ! શાસ્ત્રોમા સ્પષ્ટ રીતે કોઈ ઠેકાણે નિષેધ છે ખરો?

મુનિશ્રી—ભાઈ! શ્રી આચારાંગ સૂત્રના શ્રુતસ્કંધ ૨ અધ્યયન ૨ ઉદ્દેશા ૨ મા કહ્યુ છે કે "ગૃહસ્થોએ છકાયની હિંસા કરીને સાધુઓ માટે જે ઉપાશ્રયો બંધાવ્યા હોય તેમા રહેનારા સાધુઓ બે પક્ષના કર્મનું સેવન કરે છે," અર્થાત્ કપડા

મુનિશ્રી—સુરેશભાઈ! નીચે વર્ણવેલા નિયમોથી તમારી શંકાનુ નિરાકરણ પોતાની મેળે જ થઈ રહેશે, માટે ધ્યાનપૂર્વક સાભળો

## નિયમ પહેલો

સાધુઓએ પૌષધશાળા કે ઉપાશ્રય, સ્થાનક વગેરે કોઈપણ જાતના મકાન બધાવવાનો ઉપદેશ કરવો નહિ જેમકે "તમારા ગામમા પૌષધશાળા કે ઉપાશ્રયની સગવડ બિલકુલ નથી, અને તેથી ભાઈબહેનોને ધર્મક્રિયા કરવામા ઘણી અગવડ પડે છે, તથા સાધુ સાધ્વીઓને જગ્યા માટે ઘેરેઘેર ફરવુ પડે છે, અને ઘણી અશાતા (તકલીફ) સહન કરવી પડે છે માટે તમારે આ બાજુ અવશ્ય લક્ષ આપીને વહેલામા વહેલી તકે પૌષધશાળા કે ઉપાશ્રયની સગવડ કરવી જોઈએ" (આવી જાતના ઉપદેશ સાધુઓથી આપી શકાય નહિ )

સુરેશ—ગુરૂદેવ! આ તો ધર્મનો જ ઉપદેશ છે, એમા શું દોષ?

મુનિશ્રી—ભાઈ! સાધુઓને મકાન બાધવાના કે બધાવવાના પચ્ચખાણ-ત્યાગ હોય છે, કારણ કે મકાન પરિગ્રહમા છે, તથા બાધકામમા છકાયના જીવોની હિંસા ચોકખી રહેલી જ છે આ હિંસાના પ્રેરક પણ ઉપદેશ દેનારા સાધુઓ જ છે, એટલે તેઓના બે મહાવ્રતો-પાચમું અપરિગ્રહનું, અને પહેલુ અહિંસાનું, તૂટી જાય છે

## નિયમ બીજો

સાધુઓ માટે બધાવેલા કે ભાડે રાખેલા અથવા સ્થાપિત કરેલા (આ મકાન ફક્ત સાધુઓ માટે જ છે) પૌષધશાળા કે ઉપાશ્રય વગેરે કોઈપણ મકાનમા સાધુઓએ રહેવુ નહિ,

મગવડ કરતા 'નિષધા'–ઉંચી નીચી જમીનનો કે 'દશમશ'– મચ્છર વગેરે જીવજંતુના ઉપદ્રવનો, એમ આ બન્ને પરીષહ પણ શ્રાવકોએ ઓછા કરી નાખ્યા, પરંતુ આવી સગવડ કરનારા ભદ્રિક શ્રાવકોએ જરા જ્ઞાનથી વિચારવું જોઈએ કે શાસ્ત્ર પ્રમાણે આવી સગવડોનું સેવન સાધુઓ કરી શકે છે કે નહિ?

સુરેશ—પણ સાહેબ! અમને તો આ બાબતનું જ્ઞાન નથી આપની મરજી હોય તો ફરમાવવાની કૃપા કરો

મુનિશ્રી—ભાઈ! શાસ્ત્રો મુજબ સાધુઓથી ગૃહસ્થોના વાસણ –થાળી, લોટા, ઘડા, કપરકાબી વગેરેમાં ખાઈ પી શકાય નહિ ગૃહસ્થોએ લાવી મૂકેલા પાટ પાટલા પર બેસી કે સૂઈ શકાય નહિ તથા ગૃહસ્થોના શેતરંજી, કામળ કે મચ્છરદાની વગેરે વસ્ત્રો પણ વાપરી શકાય નહિ

## નિયમ ત્રીજો

સાધુઓ ધર્મશાળા, પાઠશાળા, ઔષધશાળા, પુસ્તકાલય, મંદિર, દેરાસર કે ઉપાશ્રય માટે તથા કોઈપણ ધાર્મિક કે સાંસારિક સંસ્થાઓ માટે ફંડફાળા કરાવી શકે નહિ કારણ ધનનો સંચય કરવાનો અને કરાવવાનો સાધુઓને પાંચમા મહાવ્રતમાં ત્યાગ હોય છે

## નિયમ ચોથો

સાધુઓ ટપાલ લખી કે લખાવી શકે નહિ, કારણ સાધુઓએ નોટ, રૂપિયા, પૈસા વગેરે ધન રાખવાના પચ્ચખાણ કરેલા છે, અને પોસ્ટકાર્ડ કે કવર પર બે પૈસા કે ચાર છ પૈસાની ટિકિટો અવશ્ય ચોંટાડવી જ પડે છે તથા દરરોજ ટપાલ વ્યવહાર કરનાર સાધુઓને થોડી ઘણી ટિકિટો પણ બનતા સુધી રાખવી જ પડે છે, અને તે રાખતા ધન રાખવાનું પાપ લાગ્યા વિના રહેતું નથી.

સાધુના પહેર્યા એટલે દ્રવ્યે ( કહેવાના ) સાધુ છે, અને ભાવથી સાધુપણું તોડનાથી ગૃહસ્થ જેવા છે, અને તેઓને મહાપાપની ક્રિયા લાગે છે, તથા "આધાકર્મી ( સાધુ નિમિત્તે બનાવેલા ) મકાનમા રહે તો સાધુને ચોમાસી પ્રાયશ્ચિત આવે" એમ શ્રી નિશીથ સૂત્રના દશમા ઉદ્દેશામા કહેલુ છે

સુરેશ—સાહેબ! ઉપાશ્રય કે પૌષધશાળા બધાવનારા અમુક ગૃહસ્થો તો ઘણે ભાગે એમજ કહે છે કે "સાધુઓને માટે કોણ બધાવે છે ઉપાશ્રય? અમે તો અમારે ધર્મક્રિયા કરવાને નિમિત્તે જ બધાવીએ છીએ"

મુનિશ્રી—ભાઈ! મનથી છાની તો ચોરી રહી શકતી નથી. વિચારીને જુઓ કે જો સાધુઓને માટે ન હોય તો અંદર એક બાજુ સડાસ જવાની જગ્યાઓ, બીજી બાજુ આહાર પાણી વાપરવાની ખાસ ઓરડીઓ, સૂવા બેસવા કે વ્યાખ્યાન માટે પાટ પાટલા અને આસનો, ચોપડી, પુસ્તકો કે બીજા ઉપકરણો વગેરે મૂકવા કબાટો કે પેટારાઓ, પાણી ભરવા ઘડા, અને ઠડુ કરવા કથરોટો ( પરાતો ) તથા મચ્છરોનો વિશેષ ત્રાસ હોય તો મચ્છરદાનીઓ વગેરે વગેરે અનેક ચીજો ઉપાશ્રયમા શુ કામ રાખવામા આવતી હશે? ગૃહસ્થોને તો ઘણે ભાગે આ બધી વસ્તુઓ ત્યા ખાસ કામમા આવતી જ નથી ઉપરના વ્યવહારથી તો ચોકખુ સમજી શકાય છે કે આ બધી સામગ્રી સાધુઓની સગવડ સાચવવાને માટે જ રાખેલી હોવી જોઈએ

તથા "સાધુઓએ બાવીસ પરીષહ (કષ્ટ) સહન કરવા" એમ પ્રભુએ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા ફરમાવ્યુ છે હવે જો આમ શ્રાવકો ગામેગામ ઉપાશ્રયો બધાવી દે તો પછી મકાનનો પરીષહ તો રહ્યો જ નહિ, અને પાટ કામળો તથા મચ્છરદાનીઓની

સુરેશ—સાહેબ ! હાથે લખતા પરિશ્રમ તો ઘણો પડતો હશે ?

મુનિશ્રી—ભાઈ ! પરિશ્રમ તો પુષ્કળ પડે છે, પણ લાભની તરફ ધ્યાન દઈને જુઓ કે લખતા મનની એકાગ્રતા કેટલી વધી જાય છે અને આળસ પ્રમાદ જેવી વસ્તુ તો ઘણે ભાગે રહેતી જ નથી આ જ વાતને લક્ષમા રાખી શ્રી જૈન શ્વેતાબર તેરાપથ સપ્રદાયમા લેખનકલા પર ખૂબ જ ભાર મૂકાય છે અને ઘણા સાધુ સાધ્વીઓ શાસ્ત્રોના અભ્યાસની સાથે લેખનકલામા પણ સારી યોગ્યતા મેળવી આશ્ચર્યકારી સુંદર અક્ષરોમા કાવ્ય, કોષ, વ્યાકરણ કે આગમ વગેરે અનેક પ્રકારના ગ્રથો તૈયાર કરે છે થોડા સમય પહેલા એક સાધુજીએ આશરે અવાનવ ઇચ લાબા અને સવાપાચ ઇચ પહોળા એક કાગળના પાના પર બન્ને બાજુએ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર તથા શ્રી આવશ્યક સૂત્ર એમ બે શાસ્ત્રો લખ્યા હતા, તેમા શ્લોકોની સખ્યા ગણવા જઈએ તો ૨૫૦૦ (બે હજાર પાચસો) લગભગ હતી ત્યાર પછી ચાર ઇચ લાબા અને બે ઇચ પહોળા એક નાના સરખા કાગળ પર બન્ને બાજુ થી દશવૈકાલિક સૂત્ર સપૂર્ણ લખ્યું હતું આ પાનામા અક્ષરોની સખ્યા લગભગ ૨૧,૦૦૦ (એકવીસ હજાર)ની હતી, અને તે હિસાબે એક ચોરસ ઇંચમા લગભગ ૧૩૦૦ થી ૧૪૦૦ અક્ષરો આવે છે

સુરેશ—સાહેબ ! આ વાત તો બહુ આશ્ચર્યજનક કહેવાય, માનવામા જ શી રીતે આવી શકે ?

ત્યારે મુનિશ્રીએ ઝીણા અક્ષરોથી લખેલા અમુક પત્રો કાઢીને તેઓને આપ્યા અને બોલ્યા કે —"લો ભાઈ જોઈ લો, પ્રત્યક્ષ પુરાવો" બધા લોકો જોઈને તાજુબ થઈ ગયા અને પૂછવા લાગ્યા કે —

"સાહેબ ! આ શેનાથી લખ્યા હશે ?"

તેમજ ટપાલ આગગાડી કે એરોપ્લેનમા જાય છે જે આગગાડી કે એરોપ્લેનમા બેસે છે અથવા પોતાની કોઈપણ વસ્તુ મોકલે છે તે બધા તેની હિંસાના ભાગીદાર બને છે આ ન્યાયથી ટપાલ વ્યવહાર કરનાર સાધુઓનુ પહેલુ મહાવ્રત તૂટી જાય છે તથા તાર કે પોસ્ટ પારસલની બાબતમા પણ એમ જ સમજી લેવુ જોઈએ

## નિયમ પાચમો

સાધુઓ હૅન્ડબિલ સાપ્તાહિક, માસિક, પચાગ વગેરે છાપા તથા ચોપડીઓ પોતે છપાવી શકે નહિ, તેમજ "તમે છપાવો" એમ ગૃહસ્થને કહી શકે નહિ કારણ છપાવવાના કાયમા જીવ હિંસા રહેલી છે તથા એ કાર્ય કરનાર સાધુઓને ઘણે ભાગે છપાવવા માટે રૂપિયા-પૈસા ભેગા કરવાની પણ વ્યવસ્થા કરવી પડે છે

સુરેશ— સાહેબ! કોઈ ધાર્મિક સાહિત્યનો પ્રચાર કરવો હોય તો?

મુનિશ્રી— ગૃહસ્થો પોતાની મરજી પ્રમાણે ગમે તે કરે, પરતુ હિંસાત્મક કાર્યમા સાધુઓ તો કોઈપણ હિસાબે ભાગ ન જ લઈ શકે

સુરેશ— સાહેબ! સાધુઓને ભણવા માટે પુસ્તકોની જરૂર પડે તો?

મુનિશ્રી— કાગળ, શાહી કે લાકડાની (બરૂની) કલમ વગેરે લખવાના સાધનો વિધિપૂર્વક ગૃહસ્થોને ત્યાથી માગી લાવીને પોતાને હાથેજ પુસ્તકોનુ લખાણ કરવુ, પણ લહિયાની પાસે લખાવવા નહિ, તથા શ્રાવકોને કહી વેચાતા મગાવવા નહિ તેમજ શ્રાવકો મગાવીને આપે તો તે પણ સાધુઓએ લેવા નહિ

મુનિશ્રી—કેવળ દેશી બરૂની કલમથી જ, તે પણ ગૃહસ્થને ત્યાથી ચપ્પુ લાવી હાથથી કલમ બનાવતા હતા

સુરેશ—સાહેબ! ચશ્મા કે આઇગ્લાસની તો મદદ લેવી જ પડી હશે?

મુનિશ્રી—ના ભાઈ! મદદ કેવળ આત્મબળની કે આખની જ્યોતિની જ હતી

## નિયમ છઠ્ઠો

સાધુઓ ડાકટરોની પાસે ઇન્જેકશન કે ઓપરેશન વગેરે કરાવી શકે નહિ, કારણ કે ડાકટરો સસારી અને ભોગી માણસ છે, ત્યારે સાધુઓ પૂર્ણ ત્યાગી મહાત્મા છે ત્યાગી સાધુઓની શારીરિક સેવા ત્યાગી સાધુઓથી જ થઈ શકે છે

સુરેશ—સાહેબ! ઇન્જેકશન અને ઓપરેશન સાધુઓથી શી રીતે થઈ શકે?

મુનિશ્રી—ભાઈ! ડાકટરની પાસે પ્રથમ સમજી લે, અને એને ત્યાથી ઓજાર માગી લાવે તથા કામ કરીને પાછા આપી આવે હમણા થોડા સમય પહેલા શ્રી તેરાપથ સપ્રદાયના એક સાધુએ બે વૃદ્ધ સાધુઓના તથા એક સાધ્વીજીએ એક વૃદ્ધ સાધ્વીજીના આખમાથી ઓપરેશન કરી મોતિયા કાઢ્યા હતા

સુરેશ—સાહેબ! આ તો ઘણા આશ્ચર્યની વાત છે, પણ વખતે સાથે વાળા સાધુ સાધ્વીઓ હોશિયાર ન હોય તો?

મુનિશ્રી—ન હોય તો સમતા રાખીને કષ્ટ સહન કરવુ પણ હોસ્પિટલમા દાખલ થઈને કે કોઈપણ બીજી જગ્યાએ રહીને ડાકટરને હાથે તો ઉપરોક્ત કાર્યો કરાવવા જ નહિ

સુરેશ—સાહેબ ! ડોકટરોની પાસે કાય કરાવવામા શાસ્ત્ર પ્રમાણે કોઈ દોષ છે ખરો ?

મુનિશ્રી—શ્રી નિશીથ સૂત્રના પદરમા ઉદ્દેશામા "ગૃહસ્થની પાસે ગૂમડા વગેરે છેદાવે (નસ્તર મૂકાવે) તથા પગચપી કરાવે તો તે સાધુનું ચાર મહિનાનુ સાધુપણુ જાય" એમ કહ્યુ છે

સુરેશ—ગુરૂદેવ ! શું લાબો વિહાર કરીને આવેલા સાધુઓની પગચપી પણ ન કરી શકાય ? અમે તો ઘણા શ્રાવકોને મહારાજ-શ્રીની પગચપી કરતા જોયા છે

મુનિશ્રી—ભાઈ ! સાધુપણુ તો પાળે તેનુ છે શાસ્ત્રો કોઈના હાથ તો પકડતા જ નથી શ્રી દશવૈકાલિક સૂત્રના ત્રીજા અધ્યયનમા "ગૃહસ્થની પાસે વૈયાવચ (પગચપી વગેરે સેવા ચાકરી) કરાવનારા સાધુને અનાચાર લાગે" એમ કહ્યું છે

સુરેશ—સાહેબ ! તો પછી સાધુઓ ગૃહસ્થની પાસે પિછોડી, ચોલપટ્ટા વગેરે કપડા પણ કેમ સિવડાવી શકતા હશે ?

મુનિશ્રી—ના સુરેશભાઈ ! ન સિવડાવી શકે, કારણ કે શ્રી નિશીથ સૂત્રના બારમા ઉદ્દેશામા "ગૃહસ્થ પાસે પિછોડી સિવડાવે તો તે સાધુને લઘુ માસિક* પ્રાયશ્ચિત્ત આવે" એમ કહ્યુ છે એ જ કાયદા પ્રમાણે ગૃહસ્થો પાસે પાત્રા પણ રગાવી શકાય નહિ, તથા ઊન આપીને રજોહરણ પણ બનાવરાવી શકાય નહિ

## નિયમ સાતમો

સાધુઓ પોતાનો બોજો (કપડાં પાત્રા, પુસ્તકો, ઘડા વગેરે) ગૃહસ્થ કે મજૂરોની પાસે ઉંચકાવી શકે નહિ, કારણ શ્રી

*લઘુ માસિક પ્રાયશ્ચિત્ત એટલે ઉત્કૃષ્ટપણે સત્તાવીસ દિવસનું સાધુપણું કાપવુ અથવા તો સત્તાવીસ ઉપવાસ કરાવવા

નિશીથ સૂત્રના બારમા ઉદ્દેશામા "ગૃહસ્થની પાસે બોજ–ભાર ઉંચકાવનાર સાધુને ચોમાસી પ્રાયશ્ચિત આવે" એમ કહ્યું છે

સુરેશ—સાહેબ! એનું કારણ શું?

મુનિશ્રી—પ્રથમ તો તે ગૃહસ્થ કે મજૂરો ધમાધમ કરતા, વગર જોયે ચાલી જીવ હિંસા કરે તેનુ પાપ સાધુજીને લાગે, કારણ કે તેને ચલાવવાના પ્રેરક સાધુજી છે, અને બીજામા તેમને મજૂરીના પૈસા ગૃહસ્થોની પાસેથી અપાવવા પડે, તથા તે નોકર પણ સાધુઓના જ થયા કહેવાય, એટલે બે પગવાળા પરિગ્રહનું પાપ પણ મહારાજશ્રીને લાગી જાય આવી જાતના દોષો લાગવાને કારણે જ પ્રભુએ ગૃહસ્થોની પાસે બોજ–ભાર ઉંચકાવવામા પ્રાયશ્ચિત્ત કહ્યુ દેખાય છે

નિયમ આઠમો

સાધુઓ હાથી, ઘોડા, ઊંટ, ડોળી કે મોટર, એરોપ્લેનમા બેસીને વિહાર કરી શકે નહિ

સુરેશ— સાહેબ! હુલ્લડ વગેરે મહાન આફતના પ્રસગો હોય અને જીવના જોખમનો સમય આવી ગયો હોય તે વખતે બીજા કોઈ ઉપાયના અભાવે મોટર, રેલ્વે કે એરોપ્લેનનો ઉપયોગ કરવો પડે તો?

મુનિશ્રી— ભાઈ! સાધુપણાની પરીક્ષા તો સકટમા જ થાય છે તેથી એવા પ્રસગે શરીરનો મોહ ત્યાગી સાધુઓએ અનશન વ્રત કરી મહર્ષે મરણ સ્વીકારવુ જોઈએ, પરતુ કોઈપણ વાહનનો ઉપયોગ તો ન જ કરવો જોઈએ

સુરેશ— સાહેબ! કોઈ સાધુને વૃદ્ધાવસ્થા કે બીમારી જેવા કેટલાક કારણોમા ડોળીમા બેસી વિહાર કરવાની ફરજ પડે તો?

**મુનિશ્રી**—શાસ્ત્ર પ્રમાણે તો ડોળીમા બેસી વિહાર કરી શકાય જ નહિ કારણ કે જ્યારે બોજ-ભાર પણ મજૂર પાસે ઉંચકાવતા ચાર મહિનાનું સાધુપણું ઉડી જાય છે, તો પછી જે પોતે મજૂરને ખાધે બેસતા હોય તેઓનું સાધુપણુ રહી જ કમ શકે?

સુરેશ—કદાચ કોઈ સાધુ અચાનક બીમાર થઈ જાય તો?

**મુનિશ્રી**—બીમાર કે વૃદ્ધ થઈ જાય અને વિહાર કરવાની શક્તિ ન હોય તે પ્રભુની આજ્ઞા પ્રમાણે એક ગામમા સ્થિરવાસ રહી શકાય છે, તથા બીજે ગામ જવુ પડે તો વિધિપૂર્વક બીજા સાધુઓ તેને ઉઠાવી લઈ જઈ શકે છે, પરતુ ગૃહસ્થો કે મજૂરો ઉંચકતા હોય તેવી ડોળીમા કે પાલખીમા તો સાધુથી બેસાય જ નહિ

નિયમ નવમો

સાધુ પગારદાર પડિત કે માસ્તર પાસે ભણી શકે નહિ, કારણ ઉપરના નિયમ પ્રમાણે ચારિત્રનો ભગ થાય છે જો કોઈ વગર પગારે ( મફતમા ) ભક્તિથી વિધિ પ્રમાણે વિદ્યાદાન કરે ( ભણાવે ) તો ભણવામા દોષ નથી

નિયમ દશમો

સાધુઓ સડાસ કે સાધુઓ માટે બધાવેલા વાડાઓમા જાજરૂ ( ટટ્ટી ) જઈ શકે નહિ, કારણ સાધુઓને પોતાનુ કામ ગૃહસ્થ પાસે કરાવવુ કલ્પે નહિ, અને સડાસ કે વાડાઓમા આડે જાય તો તે ભગીને સાફ કરવુ પડે છે અને તેના પૈસા ( પગાર ) ગૃહસ્થોએ આપવા પડે છે

નિયમ અગિયારમો

સાધુઓએ સોય, કાતર, ચપ્પુ, ઘડિયાળ, ફાઉન્ટનપેન, બેટરી, શીશી, હાથીદાત કે શિંગડાની ડબ્બી, પત્થર કે કાચના

ચશ્મા વગેરે વસ્તુઓ પાસે રાખવી નહિ, કારણ શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રના દશમા અધ્યયનના આધારે સોનું, ચાંદી, તાંબુ, પિત્તળ, લોખંડ, શંખ, દાંત, શિંગડા, પત્થર કે કાચ વગેરે સાધુએ રાખવા નહિ એમ સાબીત થાય છે

સુરેશ— સાહેબ ! ના પાડવાનું કારણ શું હશે ?

મુનિશ્રી— આ બધી વસ્તુઓ પરિગ્રહ તરીકે ગણવામાં આવી છે

સુરેશ — કોઈ મહાન વિદ્વાન પ્રભાવશાળી સાધુ હોય, તેઓની આંખો કમજોર થઈ ગઈ હોય અને ચશ્મા વિના વ્યાખ્યાનમાં કે બીજા જ્ઞાનધ્યાનમાં હાનિ પડતી હોય એવા વિકટ સમયમાં ઉપકાર કે જ્ઞાનધ્યાનની વૃદ્ધિ માટે કદાચ કોઈ મુનિશ્રી ચશ્મા રાખે તો ?

મુનિશ્રી— ભાઈ ! ઉપકાર કે જ્ઞાનધ્યાનની વૃદ્ધિ પ્રભુની આજ્ઞામાં રહીને જ કરવી, પણ આજ્ઞાનો ભંગ કરીને નહિ શ્રી આચારાંગ સૂત્રમાં પ્રભુએ કહ્યુ છે કે "હે શિષ્ય ! તારે મારી આજ્ઞામાં આળસ અને આજ્ઞા બહાર ઉદ્યમ એ બન્ને કાર્યો કરવા નહિ "

ભાઈ ! ઇંદ્રિયોનો તો ધર્મ (સ્વભાવ) જ છે કે અવસ્થાવાન થતાં કે વિશેષ બીમારી થતાં કમજોર થઈ જ જાય છે ને આંખો કમજોર થવાથી કાચ કે પત્થરના ચશ્મા રાખવામાં આવે તો કાન કમજોર થતાં બેટરી (Audiphone) ની પણ જરૂર પડશે, અને દાંત પડી જવાથી ચોકઠું (બત્રીશી) બંધાવવાનું મન થશે અને પછી પગ કમજોર થવાથી ગાડી, મોટર કે રેલ્વેમાં વિહાર કરવાની છૂટ લેવાની ભાવના ઉદ્‌ભવશે, અને અંતે

સાધુપણા જેવી પવિત્ર વસ્તુ ટકી શકશે જ નહિ માટે આત્માર્થી સાધુઓએ ઉપકાર કે જ્ઞાનધ્યાનની વૃદ્ધિના બહાનાથી કાચ કે પત્થરના ચશ્મા વગેરે કોઈપણ અકલ્પતી (નહિ રાખવા યોગ્ય) વસ્તુ રાખવી નહિ

સુરેશ—ઠીક સાહેબ! અકલ્પતા કાચ કે પત્થરના ચશ્મા પાસે તો રાખવા નહિ પણ ગૃહસ્થો પાસેથી કામચલાઉ માગી લઈ વાપરી પાછા આપી દેવાય તો?

મુનિશ્રી—ભાઈ! સોય, કાતર, ચપ્પુની માફક કામ પૂરતા લઈને વાપરવામા તો કોઈપણ જાતનો દોષ નથી. પણ પોતાના કરી રાખવામા શાસ્ત્ર પ્રમાણે પરિગ્રહ રાખવાનુ પાપ લાગે છે

સુરેશ—સાહેબ! કદાચ પ્લાસ્ટીક કે સેલ્યુલોઈડ (કચકડુ) વગેરેના બનાવેલા ચશ્માનો સંજોગ બની જાય તો?

મુનિશ્રી—ભાઈ! શાસ્ત્રમા તો કાચ કે પત્થર રાખવાની મનાઈ છે એ ન્યાયથી પ્લાસ્ટીક કે સેલ્યુલોઈડ (કચકડુ) વગેરેથી બનેલા ચશ્મા કે તેના જેવી બીજી કોઈપણ ખપતી વસ્તુ રાખવામા દોષ નથી.

સુરેશભાઈ! આ પ્રમાણે જો નિયમોનુ પાલન થાય તો પાચમું મહાવ્રત શુદ્ધ રાખી શકાય છે આ થઈ ગયુ પાચે મહાવ્રતોનું સક્ષિપ્ત વર્ણન હવે એમા કાઈ વિશેષ પૂછવાનુ હોય તો પૂછો

સુરેશ—સાહેબ! આ પાચે મહાવ્રતોમા "દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ"ના પરિવર્તનને લીધે સાધુઓ કાઈ પણ છૂટછાટ લઈ શકે ખરા?

મુનિશ્રી—ભાઈ! ભગવાનની આજ્ઞા વિના "દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ"ના બહાનાથી મહાવ્રતોમા કોઈપણ જગ્યાએ છૂટછાટ

લઈ શકાય જ નહિ પાતંજલિયોગદર્શનમા પણ સાધના પદના એકત્રીસમા સૂત્રમા કહ્યુ છે

"एते जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम्"

**અર્થ** —આ (અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ પાચે યમો) સાર્વભૌમ મહાવ્રતો છે જાતિ, દેશ, કાળ કે સમયના પરિવર્તનથી આ પાચે મહાવ્રતોનુ કોઈપણ હિસાબે પરિવર્તન થઈ શકે નહિ,

સુરેશ—સાહેબ! ઉપર પ્રમાણે જોતા તો નક્કી જ થઈ જાય છે કે સાધુઓને તો આ પાચે મહાવ્રતો પૂરેપૂરા જ પાળવા પડે, પણ એકાદ ઓછુ પાળે તો ન જ ચાલી શકે?

મુનિશ્રી —ભાઈ! પાચે મહાવ્રતો એક દોરામા પોરવેલા પાચ મોતીની માફક છે, જેમ ગાઠ ખુલતાની સાથે એક મોતી પડતા પાચે મોતી પડી જાય છે, તેમ એક મહાવ્રત તૂટતા પાચેપાચ તૂટી જાય છે

દાખલા તરીકે જેમ કોઈ એક સાધુએ સ્ત્રીનુ સેવન કર્યુ એટલે પોતાનુ ચોથુ મહાવ્રત તોડ્યુ, હવે તેના બીજા ચારે મહાવ્રતો કેમ તૂટ્યા એનો આપણે ન્યાયથી વિચાર કરીએ વ્યભિચાર (મૈથુન) સેવન કરતા અસખ્ય પચેંદ્રિય જીવોની હિંસા થઈ એટલે અહિંસાનુ પહેલુ મહાવ્રત તૂટ્યુ, લોકો આગળ પાચ મહાવ્રતધારી સાધુ તરીકેનો જુઠ્ઠો ઢોગ દેખાડ્યો તેથી સત્યનુ બીજુ મહાવ્રત ઉડી ગયુ, સ્ત્રી સેવન કરતા પ્રભુની આજ્ઞાની તથા બીજા જીવોના પ્રાણોની ચોરી થઈ માટે ત્રીજા મહાવ્રતનો ભગ થયો, તથા સ્ત્રી એ પગવાળા પરિગ્રહમા છે અને તેનું સેવન કર્યું એટલે પાચમુ મહાવ્રત પણ ખલાસ થઈ ગયુ કેમ સુરેશભાઈ! થઈ ગયાને પાચેપાચ ખતમ?

તથા એક બીજો દાખલો લઈએ એક સાધુજીએ ઉપાશ્રય વગેરે મકાનો બધાવવા માટે ઉપદેશ આપી પચાસ હજાર રૂપિયા ભેગા કરાવ્યા હુવે વિચારો, મકાનો બધાવવામા છએ કાયના જીવોની મહાહિંસા છે, તેની અનુમોદના કરતા પહેલુ મહાવ્રત તૂટ્યુ ' હુ પાચ મહાવ્રતધારી સાધુ છુ " એમ બતાવવાથી તથા સાધુના ગુણ ન હોવા છતા સાધુનો વેશ ધારણ કરી લોકોને ભ્રમમા રાખી છેતરવાથી બીજુ સત્યનુ મહાવ્રત નષ્ટ થયુ આરભ સમારભ કે પરિગ્રહનો ઉપદેશ કરવાની પ્રભુની આજ્ઞા નથી, એટલે આજ્ઞાની ચોરી થઈ અને ત્રીજુ મહાવ્રત પણ ભાગી ગયુ કુશીલ બે પ્રકારના છે એક તો સ્ત્રીપુરૂષના ભોગ સબધી કુશીલ, અને બીજુ આચારક્રિયા સબધી કુશીલ, પરિગ્રહ ભેગો કરાવનાર સાધુ આચાર કુશીલિયા થઈ ગયા. એટલે તેઓનુ ચોથુ મહાવ્રત ચાલ્યુ ગયુ, તેમજ પરિગ્રહ રાખવાના, રખાવવાના અને રાખનારને અનુમોદવાના પાચમા મહાવ્રતમા સાધુજીને ત્યાગ હોય છે, જ્યારે પચાસ હજાર રૂપિયા ભેગા કરાવી બીજા પાસે રખાવ્યા, અને " ફડ બહુ સારૂ થઈ ગયુ" એમ મનમા રાજી પણ થયા ત્યારે પાચમુ મહાવ્રત તો રહી શકે જ કેમ ? સુરેશભાઈ ! એમ ગમે તે એક મહાવ્રત તોડતા પાચે સાથેજ તૂટી જાય છે

સુરેશ—સાહેબ ! આ વાત તો અમારા ધ્યાનમા જ ન હતી અમને તો સાધુઓના મોઢેથી એમજ સાભળવામા આવ્યુ હતુ કે મહાવ્રતો જેટલા પળાય એટલા સારા, પરતુ આજે બરાબર સમજી ગયા કે પૂરેપૂરા પાચ મહાવ્રત પાળે તો જ સાધુ થઈ શકે

इति पचम महाव्रतम्

દિનેશ—ગુરૂદેવ! મહાવ્રતોના વિશેષ રક્ષણ માટે બીજા પણ કોઈ નિયમ છે ખરા?

મુનિશ્રી—ભાઈ! પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એમ આઠ નિયમો પ્રભુએ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ચોવીસમા અધ્યયનમા બતાવ્યા છે, અને તે સયમ (સાધુત્વ) રૂપ પુત્રની માતાઓ તરીકે છે, એમ પણ ફરમાવ્યુ છે

દિનેશ—તે આઠે (અષ્ટ પ્રવચન માતા)ના નામ ફરમાવવાની કૃપા કરો

મુનિશ્રી—(૧) ઈર્યા સમિતિ, (૨) ભાષા સમિતિ, (૩) એષણા સમિતિ, (૪) આદાન નિક્ષેપા સમિતિ, (૫) પરિષ્ઠાપનિકા સમિતિ, (૬) મનોગુપ્તિ, (૭) વચનગુપ્તિ (૮) કાયગુપ્તિ

દિનેશ—સાહેબ! ઈર્યા સમિતિ એટલે શુ?

મુનિશ્રી—ભાઈ! શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વિધિયુક્ત ગમન કરવાનુ (ચાલવાનુ) નામ ઈર્યા સમિતિ છે આ સમિતિ પહેલા મહાવ્રતને વિશેષ પુષ્ટિ આપનારી છે આ સમિતિનું આરાધન કરનાર સાધુઓએ નીચે દર્શાવ્યા પ્રમાણે નિયમિત રૂપે વર્તવું જ જોઈએ

(૧) સાધુઓએ દિવસે જોયા વિના ચાલવું નહિ, અને રાત્રે પૂજ્યા વિના ચાલવું નહિ તથા રાત્રે વિહાર પણ કરવો નહિ

દિનેશ—સાહેબ! બીજુ તો ઠીક પણ ગરમીની મોસમ હોય અને પાચ સાત ગાઉનો લાબો વિહાર હોય, ત્યારે સૂર્યોદયથી કલાક બે કલાક પહેલા કદાચ વિહાર કરવો પડે તો?

મુનિશ્રી—ગમે તેટલી ગરમી પડતી હોય, અને ગમે તેટલો લાબો વિહાર હોય, પણ સૂર્ય ઉગ્યા પહેલા તો વિહાર કરી

શકાય જ નહિ, 'કારણ જીવહિંસાની સભાવના છે, માટે જ શ્રી બૃહદ્ કલ્પ સૂત્રના પહેલા ઉદ્દેશામા ભગવાને રાત્રે વિહાર કરવાની મનાઈ ફરમાવી છે

(૨) સાધુઓએ નવકલ્પી વિહાર કરવો, પણ સુખે સમાધે એક જ ગામમા પડી રહેવુ નહિ માટે જ કહ્યુ છે કે —

वहता पाणी निरमला, पडया गधीला होय।
साधु तो रमता भला, दाग न लागे कोय॥

દિનેશ--સાહેબ ! નવકલ્પી વિહાર એટલે શુ ?

મુનિશ્રી—મહાનુભાવ ! શાસ્ત્રમા પ્રભુએ કહ્યુ છે કે — ' આઠ મહિના ( શેષકાળ ) મા સાધુઓએ એક ગામમા સુખે સમાધે એક મહિનાથી વધારે રહેવુ નહિ અને ચોમાસામા ચાર મહિનાથી વધારે એટલે કાર્તક સુદ પૂર્ણિમા પછી રહેવુ નહિ અને જ્યા એક મહિનો રહી ગયા હોય ત્યા બે મહિના સુધી આવીને ફરીથી એક બે દિવસથી વધારે રહેવું નહિ, તથા જ્યા ચોમાસું કરી ગયા હોય ત્યા બે વરસ સુધી ચોમાસુ કરવુ નહિ " માટેજ સાધુઓને " નવકલ્પ વિહારી " કહ્યા છે આઠ મહિનાના આઠ કલ્પ અને ચોમાસાનો એક કલ્પ એમ નવકલ્પ થાય છે

દિનેશ—ગુરૂદેવ ! કદાચ કોઈ સાધુ ચોમાસું ઉતર્યા પછી એક દિવસ બીજા કોઈ મકાનમા રહી પાછા ત્યાના ત્યા જ આવી જાય અને " અમ ચોમાસાનો વિહાર થઈ ગયો, હવે ગમે એટલા દિવસ અહીંયા રહેવામા વાધો નથી " એમ કહે તો ?

મુનિશ્રી— ભાઈ ! કોઇનુ મોઢુ કોઈથી પકડી શકાતું નથી પણ શાસ્ત્રના કાયદા પ્રમાણે તો વિશેષ કારણ સિવાય ચોમાસું ઉતર્યા પછી એકપણ દિવસ તે ગામમા રહી ,શકાય જ નહિ

શ્રી નિશીથ સૂત્રના દશમા ઉદ્દેશામા "ચોમાસું પૂર્ણ થયા પછી વિહાર ન કરે તે સાધુને ચોમાસી પ્રાયશ્ચિત્ત આવે" એમ કહ્યુ છે

(૩) સાધુઓએ ચોમાસામા વિહાર કરવો નહિ, કારણુ શ્રી બૃહત્કલ્પ સૂત્રના પહેલા ઉદ્દેશામા "સાધુઓને ચોમાસામા વિહાર કરવાની ના પાડી છે" તથા શ્રી નિશીથ સૂત્રના દશમા ઉદ્દેશામા "ચોમાસી પ્રાયશ્ચિત્ત બતાવ્યુ છે" આ સિવાય 'મનુસ્મૃતિ" મા પણુ કહ્યુ છે કે –

ग्रीष्महेमन्तयान् मासा–नष्टौ प्रायेण पर्यटेत् ।
दयार्थं सर्वभूताना, वर्षास्त्वेकत्र सवसेत् ॥

**અર્થ** –-ઉનાળા અને શિયાળાના આઠ મહિનામા તો સાધુઓએ પ્રાય વિહાર કરવો અને સર્વ પ્રાણીઓની દયા પાળવા માટે વર્ષાકાળ ચોમાસામા એક જ સ્થાનમા નિવાસ કરવો

[િજ્ઞાસુ]—સાહેબ ! પર્યુંષણુ જેવો પર્વનો પ્રસગ હોય અને ગૃહસ્થોનો બહુ આગ્રહ હોય એવી પરિસ્થિતિમા શું સાધુઓ ચોમાસામા એક ગામથી બીજે ગામ પર્યુંષણુ કરવા જઈ વ્યાખ્યાન વાણી કરી શકે ખરા ?

મુનિશ્રી—વ્યાખ્યાન વાણી સભળાવીને તેજ દિવસે સાજે પાછું આવવું પડે પણુ વિશેષ* કારણુ વિના રાત્રે બીજા ગામમા રહી શકાય નહિ

### इति ईर्यासमितिः प्रथमा

*ગુરૂ વગેરેને સથારો હોય કે કોઈ સાધુ સાધ્વી વધારે માદા હોય એવી જાતના ખાસ કારણોથી રહી શકાય છે

રમેશ—સાહેબ! હવે ભાષા સમિતિનો અર્થ સમજાવો

મુનિશ્રી—ભાઈ! સમ્યક્-વિવેકપૂર્વક, નિર્વદ્ય-પાપ રહિત ભાષા-વચન, બોલવાનું નામ ભાષા સમિતિ છે આ સમિતિ બીજા મહાવ્રત (સત્ય) ની સાથે ખાસ સબધ રાખે છે આ સમિતિનુ પૂરેપૂરૂ આરાધન થાય તો જ બીજુ મહાવ્રત અખડ રહી શકે છે જો આ ભાષા સમિતિનુ ખડન થઈ જાય તો બીજુ મહાવ્રત પણ તૂટી જાય છે માટે ભાષા સમિતિના આરાધક સાધુઓ કર્કશ, કઠોર, છેદકારિણી, ભેદકારિણી બીજા પ્રાણીને પીડાકારિણી કે સાવદ્ય-પાપકારિણી ભાષાઓ બોલી શકતા નથી, પછી ભલે તે ભાષા સાચી હોય, જુઠી હોય, મિશ્ર (કઈક સત્ય અને કઈક અસત્ય) હોય, કે વ્યાવહારિક (આદેશ ઉપદેશક્ય) હોય, એનુ (વિશેષ વિવેચન નીચે મુજબ સમજવુ —

(૧) સાધુઓએ ગૃહસ્થોને "તમે ગાળીને પાણી પીઓ," અથવા "જોઈને ચૂલો સળગાવો" એમ કહેવુ નહિ, કારણ પાણી પીવાની ક્રિયામા કે ચૂલો સળગાવવાની ક્રિયામા હિંસા રહેલી છે, માટે આ ભાષા સાવદ્ય છે સાધુઓ એમ તો કહી શકે છે કે "તમારે અણગળ પાણી પીવુ નહિ, તથા ચૂલો વગર જોયે સળગાવવો નહિ"

રમેશ—સાહેબ! એમા શું ફરક પડ્યો? આ તો એકની એક જ વાત છે

મુનિશ્રી—ના, ભાઈ! એકની એક વાત નથી બેઉમા ફેર છે બારીકીથી વિચારીને જુઓ, પહેલી ભાષામા પાણી પીવાનો કે ચૂલો સળગાવવાનો આદેશ છે, જ્યારે બીજી ભાષામા ઉપરોક્ત હિંસાત્મક ક્રિયાનો નિષેધ છે

(૨) સાધુઓ અસયતી-ગૃહસ્થને "આવો, જાઓ, આવજો, ઊઠો, બેસો," તથા આદર સત્કારના વચનો કહી શકે નહિ, કારણ

કે શ્રી દશવૈકાલિક સૂત્રના સાતમા અધ્યયનની સુડતાલીસમી ગાથામા મનાઈ ફરમાવેલી છે

રમેશ—સાહેબ! કોઈ શ્રીમત શેઠિયા કે નેતા આવ્યા હોય તો?

મુનિશ્રી—ભાઈ! શેઠિયા કે નેતા તો શુ પણ રાજા, મહારાજા, શહેનશાહ કે રાષ્ટ્રપતિ આવ્યા હોય તો પણ સાધુઓ સત્કાર-સન્માન કરી શકે નહિ તેમજ ગરીબોનો અનાદર કે તિરસ્કાર કરી શકે નહિ તેઓને તો શ્રીમત કે કગાલ બન્ને સરખા જ છે શ્રીમત પાસેથી કાઈ પૈસા ટકા લેવાના નથી, અને કગાલને કાઈ આપવાનુ નથી, છતા પણ જો કોઈ સાધુઓ મોટા શેઠિયાને આગ્રહ કરી આગળ બેસાડવાનો પ્રયત્ન કરે તો તેઓને શ્રી દશવૈકાલિક સૂત્રના ત્રીજા અધ્યયન અનુસાર ગૃહસ્થની વૈયાવચ્ચ-સેવા કરવા રૂપ અઠ્ઠાવીસમુ અનાચાર* (પાપ) લાગે

(૩) દર્શનાર્થે આવેલા ભાઈ બહેનોની કે દીક્ષાર્થી-વૈરાગીઓની ખાવા પીવા કે રહેવા સૂવા વગેરેની સગવડ કરવા માટે સાધુઓ ગૃહસ્થને કહી શકે નહિ, કારણ એ સાસારિક કાર્ય છે

(૪) સાધુઓએ નિમિત્ત (ભવિષ્ય) કહેવુ નહિ, એટલે જ્યોતિષને આધારે તેજી, મદિ, લાભ, હાનિ, સુખ, દુ ખ, કીગરના આકડા કે જીવનમરણ વગેરે ગૃહસ્થને બતાવવા નહિ, કારણ કે એ કામ કરનાર સાધુઓનુ મન સાધુપણામા રહેતુ નથી

(૫) સાધુઓએ સાપ, વીંછી વગેરેના ઝાડા ભૂતપ્રેત ડાકણ વગેરેને વશ કરનાર મત્ર કે તાવીજ, પુત્ર કે સતાનની ઉત્પત્તિને માટે દોરા કે માદળિયુ તથા રોગ વગેરેની શાતિ માટે દવા કે જતરમતર વગેરે ગૃહસ્થોને બતાવવા નહિ, તેમ જ કરવા પણ નહિ,

* બાવન અનાચારની યાદી આ પુસ્તકને અતે આપવામા આવી છે

કરણ આ બધા કાર્યોમા સાંસારિક કૃત્યની આશા અને આકાંક્ષા રહેલી છે, માટે જ શ્રી દશવૈકાલિક સૂત્રના અધ્યયન ૮ ગાથા ૫૧ મા પ્રભુએ ગૃહસ્થોને નિમિત્ત આદિ ઉપરોક્ત બધું બતાવવાની ના પાડી છે

(૬) સાધુઓએ પ્રહર રાત્રિ (સૂર્ય અસ્ત થયા પછી ત્રણ કલાક આશરે) ગયા પછી મોટે અવાજે બોલવું નહિ, કારણ નિદ્રા લેનાર પ્રાણીઓની નિદ્રા ઊડી જવાથી દુ ખ થાય, તથા સંસારી જીવો જાગીને હિંસા આદિ યુક્ત કાર્યોમા પ્રવૃત્ત થઈ જાય

(૭) સાધુઓએ રાજનીતિના કે સંસારનીતિના એવા આદેશ કે ઉપદેશ કરવા નહિ કે જેમા હિંસા વગેરે પાપો રહેલા હોય, કારણ કે સાધુઓ તો માત્ર ધર્મનીતિના જ પૂજારી છે, માટે સાંસારિક ખટપટમા તેમનાથી ભાગ લઈ શકાય નહિ

## इति भाषासमिति. द्वितीया.

*　　　*　　　*

રમેશ—ગુરૂદેવ ! એષણા સમિતિ કોને કહેવાય ?

મુનિશ્રી—ભાઈ ! એષણા સમિતિ એટલે આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર, દવા, તથા ઉતરવા માટે મકાન વગેરે વસ્તુઓ બરાબર રીતે તપાસીને શુદ્ધ નિર્દોષ હોય તેજ ગ્રહણ કરવી. આ સમિતિનો પહેલા તથા ત્રીજા મહાવ્રતની સાથે અખંડિત સબધ છે એષણા સમિતિના અખંડ આરાધક આત્માવી સાધુઓનું જીવન "ભ્રમર ભિક્ષા"ને જ આધારે રહેલું હોય છે

રમેશ—સાહેબ ! ભ્રમરભિક્ષાનો અર્થ શું ?

મુનિશ્રી—ભાઈ ! જેમ ભ્રમરાઓ જુદીજુદી જાતના અનેક વૃક્ષોના ફૂલોમાથી થોડો થોડો રસ લઈને પોતાના આત્માને સતુષ્ટ

કરી લે છે, અને ફૂલોને પણ નુકસાન નથી કરતા તેવીજ રીતે સાધુઓ પણ અનેક ઘરોમા ફરીને બેતાલીસ દોષ* ગાળીને થોડી થોડી ભિક્ષા ગ્રહણ કરે છે, કે જેનાથી ગૃહસ્થોને કોઈપણ જાતના કષ્ટનો અનુભવ નથી થતો, અને પોતાની સયમ યાત્રાનો પણ સુખે સુખે નિર્વાહ થઈ જાય છે માટે જ સાધુઓની ભિક્ષાને 'ભ્રમર ભિક્ષા' (માધુકરી) અથવા 'ગૌચરી' કહેવાય છે

જેમ ગૌચરી કરતા સાધુઓએ નિર્દોષ ભિક્ષા લેવાની પૂરેપૂરી કાળજી રાખવી, તેમ જ શ્રાવકોએ પણ ક્યાય અશુદ્ધ ન દેવાઈ જાય તેનું બરાબર ધ્યાન રાખવું જોઈએ કારણ શુદ્ધ દેવામા જેટલો મોટો ધર્મ છે, એટલુ જ અશુદ્ધ દેવામા મોટુ પાપ પણ છે આ તો સમજો કે એક પ્રકારનો હીરા, મોતી, માણેક, પાના વગેરે રત્નોનો વ્યાપાર જેવો છે જો ભાવનું અનુમાન બરાબર બધાઈ જાય તો ધનના ઢગલા થઈ જાય, અને જરા નજર ચૂક થઈ જાય તો આવા ફકીર પણ બનવાનો વખત આવી જાય

દાન દેતા ચિત્ત, વિત્ત અને પાત્ર ત્રણે શુદ્ધ હોવા જોઈએ. ચિત્ત એટલે દેનાર વ્યક્તિ, વિત્ત એટલે સાધુઓને દેવા યોગ્ય વસ્તુ, અને પાત્ર એટલે લેનાર સાધુ આ ત્રણે શુદ્ધ હોય તો જ સુપાત્ર દાનનો લાભ મળી શકે છે રમેશભાઈ! આમા એકપણ અશુદ્ધ હોય તો બધુ બગડી જાય માટે એમજ સમજવાનુ કે દાન દેતી વખતે દેનાર વ્યક્તિની, વસ્તુની અને પાત્રની શુદ્ધતા ઉપર પૂરેપૂરો ખ્યાલ રાખવો, પણ સ્નેહ, રાગને વશ થઈ કોઈપણ વખતે સાધુઓને અશુદ્ધ આપવુ નહિ

રમેશ—સાહેબ! બિલકુલ શુદ્ધ દાન દેનારા શ્રાવકો તો વિરલા જ હશે? આજ કાલ તો ઘણુંખરૂ સાધુઓને માટે બનાવી પછી જુઠ્ઠુ બોલાય છે

* બેતાલીસ દોષનું વિસ્તૃત વર્ણન આ પુસ્તકને અંતે આપવામાં આવ્યુ છે

મુનિશ્રી—ભાઈ! આવુ કાર્ય કરનાર ભોળા માણસો નકામી મૂર્ખાઈ કરીને પાપથી ભારે થાય છે ને થોડા વિવેકથી કામ કરે તો સાધુઓ માટે બનાવવાની કે જુઠુ બોલવાની જરૂર જ નથી. જ્ઞાનથી વિચારો કે ઘરમા દશ માણસો હોય અને એક એક રોટલી ઓછી ખાયં તો સહેજે દશ રોટલીનું સુપાત્ર દાન થઈ શકે એમજ નાહવાનુ કે ધોવણ વગેરેનું પાણી ગૃહસ્થોના ઘરોમા થયા જ કરે છે પણ ઉપયોગ (ધ્યાન) રાખીને થોડોક સકોચ કરવાની જરૂરિયાત છે

## इति एषणा समितिः तृतिया

* * *

સુરેશ—સાહેબ! હવે આદાન નિક્ષેપા સમિતિનો અર્થ સમજાવો

મુનિશ્રી—"આદાન" શબ્દનો અર્થ છે 'ગ્રહણ કરવુ' અને "નિક્ષેપ" શબ્દનો અર્થ છે 'મૂકવુ' એટલે આદાન નિક્ષેપા સમિતિનો ભાવાર્થ એ થાય છે કે "સાધુઓએ પોતાના કામમા આવનારા ઉપકરણો (વસ્તુઓ) યત્નપૂર્વક ગ્રહણ કરવા અને યત્નપૂર્વક ધીમેથી પાછા મૂકવા, પણ ગૃહસ્થની માફક લેતા કે મૂકતા કોઈપણ પ્રકારની હિંસા કરવી નહિ" આ સમિતિનો ખાસ સબધ પહેલા મહાવ્રતની સાથે છે

આ સમિતિના આરાધક સાધુઓએ પોતાના નિશ્રાયના (પાસેના) વસ્ત્ર, પાત્ર કે પુસ્તક વગેરે બધા ઉપકરણો પોતાની પાસે જ રાખવા પણ ગૃહસ્થોને ઘેર કે ઉપાશ્રય આદિમા કબાટ, પેટારા વગેરેમા ભરી મૂકીને બીજે ગામ જવુ નહિ, કારણ દરેક ઉપકરણોનુ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે દરરોજ પડિલેહણ કરવાનું (જોવાનું) કામ સાધુઓને માટે ફરજિયાત હોય છે, અને જાણી જોઈને જો પડિલેહન ન કરે તો શ્રી નિશીથ સૂત્રના [illegible] આધારે તે સાધુને લઘુમાસિક પ્રાયશ્ચિત્ત આવે

હવે વિચારો કે એક દિવસ પડિલેહણ નહિ કરતા માસિક પ્રાયશ્ચિત્ત આવે તો બારબાર મહિના સુધી કબાટ પેટારા ભરેલા ને ભરેલા પડ્યા રહે (અને તેમા વાદા, કસારી, કથવા કે ઊધઈ વગેરે અનેક જીવજતુ ઉત્પન્ન થયા કરે) તેનુ પ્રાયશ્ચિત્ત કેટલુ આવે ? આ બધા વિચાર કરતા સાધુઓએ શાસ્ત્રોક્ત નિયમથી વધારે ઉપકરણનો સગ્રહ કરવો જ નહિ, એટલે ક્યાય પણ મૂકીને જવાની જરૂર જ ન પડે

## इति आदाननिक्षेपा समिति' चतुर्थी

*  *  *

દિનેશ—ગુરૂદેવ ! પરિષ્ઠાપનિકા સમિતિ એટલે શુ ?

મુનિશ્રી—મળ, મૂત્ર, બળખો, મેલ, લીંટ કે ફાટ્યા તૂટ્યા વસ્ત્ર પાત્ર આદિ તથા વધી પડેલી આહાર, પાણી વગેરે અનાવશ્યક (બીનજરૂરી) વસ્તુઓને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પરિઠવવાનું (નાખવાનું) નામ પરિષ્ઠાપનિકા સમિતિ છે આ સમિતિ પણ ખાસ પહેલા મહાવ્રતની જ પુષ્ટિ કરનારી છે

આ સમિતિનુ આરાધન કરનાર આત્માર્થી સાધુઓએ—

(૧) આખા દિવસમા એક વાર પણ તડકો આવતો હોય એવી જગ્યામા મળમૂત્ર વગેરે કરવા, પણ સડાસ કે સાધુઓ માટે બાધેલા વાડામા જગલ (ઝાડે) જવુ નહિ, તથા મોરી (ખાળ કે ચોકડી)મા પેશાબ કરવો નહિ; અથવા પાણી પણ નાખવુ નહિ

(૨) ગૃહસ્થોની માફક ઊંચેથી કે વગર જુએ જમીન પર થૂકવુ નહિ

(૩) વસ્ત્ર ફાટી જાય કે પાત્રા ફૂટી જાય તો તેના નાના નાના કટકા કરીને એકાન્ત સ્થાનમા વિધિપૂર્વક પરિઠવવા પણ ઉપાશ્રય વગેરેમા એમને એમ મૂકીને જવુ નહિ; તથા ગૃહસ્થોને આપવા નહિ

(४) પ્રમાણસર લાવેલો આહાર પણ કદાચ કોઈ કારણવશ વધી જાય તો રાખ વગેરે મેળવીને યત્નપૂર્વક પરિઠવવો પણ ઉકરડા વગેરે પર એમને એમ નાખવો નહિ

[નિશ—સાહેબ! કોઈ મોટા શહેરમા જાજરૂ (ઝાડે) જવાની ખુ લી જગ્યા ન હોય એવા આપત્તિ કાળમા સડાસ કે બાંધેલા વાડામા જાજરૂ જવુ પડે તો?

મુનિશ્રી—શ્રી આચારાગ સૂત્રના ૧૨ મા અધ્યયનમા પ્રભુએ ફરમાવ્યુ છે કે—" જે ગામમા જાજરૂ જવા માટે ખુ લી નિર્વધ જગ્યા ન હોય ત્યા સાધુઓએ ચોમાસુ કરવુ નહિ કે રહેવુ નહિ " આ ન્યાયથી સડાસ કે બાંધેલા વાડામા જાજરૂ (ઠલ્લે) જઈને પણ જે શહેરોમા ચોમાસા કરે છે તે સાધુઓને પ્રભુની આજ્ઞા ભગ કરવાનો દોષ લાગે છે અને સાધુતાથી પતિત થાય છે

## इति परिष्ठापनका-समिति' पचमी

* *

[નિશ—સાહેબ! ત્રણ ગુપ્તિઓનુ વર્ણન પણ સાથે સાથે સમજાવવાની કૃપા કરો

મુનિશ્રી—ત્રણ ગુપ્તિઓમા પહેલી મનોગુપ્તિ છે મનને અશુભ વિચારથી ગોપવીને એટલે રોકીને રાખવુ એ એનો અર્થ છે

ત્રણે યોગોમા મુખ્ય મન છે અને તેમા અપવિત્રતા હોય તો બીજા બે યોગો પણ નિર્મળ રહેવા મુશ્કેલ છે માટે સાધુઓએ પોતાના મનને સકલ્પ વિકલ્પમા, વિષય વિકારમા નિંદા વિકથામા તથા હિંસા, જુઠુ, ચોરી, મૈથુન કે પરિગ્રહની ખટપટમા જવા દેવુ નહિ, અને એને સ્થિર કરવા સતત સ્વાધ્યાય ધ્યાન કે આત્મચિંતનમા તલ્લીન રહેવુ

## इति मनोगुप्ति' प्रथमा

દિનેશ—સાહેબ! હવે વચનગુપ્તિનુ આરાધન સાધુઓએ કેમ કરવુ ?

મુનિશ્રી—વચનગુપ્તિના આરાધક સાધુઓએ સાવદ્ય-પાપ યુક્ત વચન બિલકુલ બોલવા નહિ જેવા કે —

રાજકથા—રાજદ્વારી ખટપટની વાતો

દેશકથા—દેશ પરદેશ સબધી ખટપટની વાતો

સ્ત્રીકથા—સ્ત્રીઓના શૃગાર વગેરેની વાતો

ભત્તકથા—ભોજન સબધી નિંદાત્મક કે પ્રશસાત્મક વાતો, તથા વ્યાપાર ધધાની વાતો પણ કરવી નહિ વગર મતલબે એક પણ અક્ષર બોલવો નહિ

इति वचोगुप्ति द्वितीया

* * *

દિનેશ—હવે તો એક કાયાગુપ્તિ રહી છે તે પણ સમજાવી દો, સાહેબ!

મુનિશ્રી—કાયાગુપ્તિનો અર્થ છે, કાયા એટલે શરીરને પાપથી રોકીને રાખવુ

કાયાગુપ્તિથી ગુપ્ત સાધુઓએ કાયાથી કોઈપણ પાપાત્મક ક્રિયાઓ કરવી નહિ અયત્નપૂર્વક બેસવુ, ઊઠવુ, હાલવુ કે ચાલવું નહિ ક્ષણમાત્ર પણ પ્રમાદનું સેવન કરવુ નહિ ડગલે અને પગલે પાપકર્મથી ડરતા રહેવુ, તથા શરીરના અંગોપાગો—અવયવોને પાપથી રોકીને રાખવા આ થઈ ગયુ કાયાગુપ્તિનું સક્ષિપ્ત વિવેચન

इति कायगुप्ति' तृतीया

ભાઈઓ! ઉપરોક્ત શાસ્ત્રના ફરમાન પ્રમાણે પાચ મહાવ્રત, પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એમ તેર નિયમોનુ અખડ (આરાધન) પાલન કરે તે જ સદ્ગુરૂ કે શુદ્ધ સાધુ કહેવાય

રમેશ-- મહાવ્રતોના વિવેચનમા વચ્ચે વચ્ચે આપશ્રી 'તેરાપથ" સપ્રદાયનો ઉલ્લેખ કરતા હતા ગુરુદેવ ' આ કયો સપ્રદાય છે અને તેરાપથનો શો અર્થ છે?

મુનિશ્રી—ભાઈ! આ જે ઉપરોકત વર્ણવેલા જૈન શાસ્ત્ર પ્રમાણે પાચ મહાવ્રત, પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એમ તેર નિયમોનુ પૂર્ણ રીતે આરાધન જે સપ્રદાયમા થતુ હોય તેનુ નામ છે—**તેરાપથ** તથા તેરાપથનો ખરો અર્થ છે – **" હે ભગવાન તમારા પથ "** (હિંદી ભાષામા તમારાને 'તેરા' કહે છે ) અર્થાત્ ભગવાનનો બતાવેલો સાચો મોક્ષનો માર્ગ આ મોક્ષમાર્ગનું સપૂર્ણ રીતે પાલન કરે તે તેરાપથી સાધુ, અને યથાશકિત આશિકરૂપથી (અમુક અંશે) આરાધન કરે તે તેરાપથી શ્રાવક

આ તેરાપથ સપ્રદાય કોઈનો વ્યક્તિગત 'રજીસ્ટર્ડ' થયેલો નથી, પણ જે સર્વજ્ઞ ભગવાનની આજ્ઞા પ્રમાણે વર્તે તે બધા ભવ્યાત્માઓનો છે જેમ કહ્યું છે કે "न कस्यापि पैतृकी गगा" ગગા કોઈના બાપની નથી તેજ પ્રમાણે આ તેરાપથ સપ્રદાયમા કોઈપણ ન્યાત, જાત કે વર્ગના માણસો સામેલ થઈ શકે છે

રમેશ—સાહેબ! તેરાપથ સપ્રદાયનો ઉદય થયાને કેટલા વર્ષ થયા હશે?

મુનિશ્રી—ભાઈ! ભગવાનનો પથ છે, માટે તે અનાદિ કાળથી ચાલી રહ્યો છે, અને શ્રી જૈન શ્વેતાબર તેરાપથ નામથી પ્રસિદ્ધિ પામતા આ પવિત્ર માર્ગને _ ૧,૨૦૦ વર્ષ આશરે થયા છે વિક્રમ સવત ...આત થઈ હતી

શરૂ કરનાર મહાપુરૂષનું ધ્યેય એક જ હતું કે ગમે તેવા સકટના સમયમા પણ સાધુપણું શુદ્ધ જ પાળવું, પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવના બહાનાથી છૂટછાટ લઈ દોષ સેવન કરવા નહિ

રમેશ--એવા મહાત્માનુ નામ શું હતું ? સાહેબ!

મુનિશ્રી--આચાર્યદેવ શ્રી ભીખણુજી સ્વામી

રમેશ—બસો વર્ષમા કેટલા આચાર્ય થઈ ગયા ?

મુનિશ્રી--નવ આચાર્યો તેઓના શુભ નામ તથા આચાર્યપદનો સમય નીચે મુજબ છે

| | |
|---|---|
| ૧ શ્રી ભીખણુજી સ્વામી | સવત ૧૮૧૭ થી ૧૮૬૦ |
| ૨ શ્રી ભારમલજી સ્વામી | સવત ૧૮૬૦ થી ૧૮૭૮ |
| ૩ શ્રી રાયચદજી સ્વામી | સવત ૧૮૭૮ થી ૧૯૦૮ |
| ૪ શ્રી જીતમલજી સ્વામી | સવત ૧૯૦૮ થી ૧૯૩૮ |
| ૫ શ્રી મઘરાજજી સ્વામી | સવત ૧૯૩૮ થી ૧૯૪૯ |
| ૬ શ્રી માણેકલાલજી સ્વામી | સવત ૧૯૪૯ થી ૧૯૫૪ |
| ૭ શ્રી ડાલચદજી સ્વામી | સવત ૧૯૫૪ થી ૧૯૬૬ |
| ૮ શ્રી કાલુરામજી સ્વામી | સવત ૧૯૬૬ થી ૧૯૯૩ |
| ૯ શ્રી તુલસીરામજી સ્વામી | સવત ૧૯૯૩ તારીખ ૨૩-૮-૧૯૩૬ થી શરૂ |

આ નવ આચાર્યોમા શ્રી ભીખણુજી સ્વામી સિવાયના આઠે આચાર્યો બાળબ્રહ્મચારી જ દીક્ષિત થયેલા છે

રમેશ—સાહેબ! વર્તમાન આચાર્યશ્રી તુલસીરામજી સ્વામી જે જીવનશુદ્ધિના મહાન્ પ્રેરક અને અણુવ્રત આદોલનના પ્રવર્તક આચાર્ય શ્રી તુલસીના નામે સુપ્રસિદ્ધ છે તેઓશ્રી દીક્ષા વખતે કેટલા વર્ષના હતા ?

મુનિશ્રી—માત્ર અગિયાર જ વર્ષના હતા

મગ—અને આચાર્ય થયા તે વખતે ?

મુનિશ્રી—બાવીશ વર્ષની ઉંમર હતી.

રમેશ—શું સપ્રદાયમા બીજા મોટા સાધુઓ ન હતા કે, સઘને માત્ર બાવીસ વર્ષના સાધુને આચાર્ય બનાવવા પડ્યા?

મુનિશ્રી—ભાઈ! તેરાપથ સપ્રદાયમા સઘની પર્યાયતી જ નથી. વર્તમાન આચાર્ય સાધુ–સમુદાયમાથી જેને આચાર્ય પદવીને યોગ્ય સમજે તેને જ ભાવી આચાર્ય બનાવે એવો નિયમ છે, પછી ભલે તે દીક્ષામા નાનો હોય કે મોટો હોય.

આ જ પદ્ધતિને અનુસરી સ્વર્ગસ્થ આચાર્યશ્રી કાલુરામજી સ્વામીએ વર્તમાન આચાર્યશ્રી તુલસીરામજી સ્વામીને અદ્ભુત બુદ્ધિશાળી, મહાન પ્રભાવશાળી તથા આચારક્રિયામા અને નીતિ નિપુણતામા સર્વોત્તમ સમજી બાવીસ વર્ષની ઉંમર હોવા છતા પણ પોતાની પાછળ આચાર્યપદ એમને આપ્યુ હતું

એમની બુદ્ધિની શી પ્રશસા કરીએ? અગિયાર વર્ષની ઉંમરમા દીક્ષિત થઈ બાવીસમા વર્ષ સુધીમા એટલે અગિયાર જ વર્ષમાં લગભગ વીસ–બાવીસ હજાર શ્લોક તો પોતે કંઠસ્થ (મોઢે) કરી લીધા હતા તેમા જૈન સિદ્ધાત, અન્ય દર્શનો, કાવ્ય, કોષ, વ્યાકરણ, ન્યાય, છદ, અલકાર વગેરેના અનેક દુર્ગમ ગ્રથો હતા આજે તેઓશ્રીની ઉંમર આશરે ચાલીસ વર્ષની છે શી અદ્ભુત તેઓની વ્યાખ્યાન શૈલી! કેવી અદ્ભુત તેઓની સમજાવવાની શક્તિ! શું અદ્ભુત તેઓમા બ્રહ્મચર્યનુ તેજ! કેવી અદ્ભુત તેઓના દિવ્ય લલાટની પ્રભા! રમેશભાઈ! એક જીભથી માણસ માત્ર કેટલુ વર્ણવી શકે? ખરેખર તેઓશ્રીના તો એકવાર દર્શન કરવાથી જ ખરી વસ્તુસ્થિતિનુ ભાન થાય એમ છે

રમેશ--- સાહેબ! તેરાપથ સપ્રદાયમા સાધુ સાધ્વીઓની સખ્યા કેટલી હશે?

મુનિશ્રી— ભાઈ! આજે લગભગ ૧૮૦ સાધુ મુનિરાજો અને ૪૮૦ થી વધુ સાધ્વીજીઓ એટલે કે ૬૬૦ થી વધુ સાધુ સાધ્વીઓ એક જ આચાર્ય મહારાજની આજ્ઞામા રહી આત્મકલ્યાણ સાધી રહ્યા છે **આચાર્ય સિવાય કોઈને પણ ચેલાચેલી નથી** બધા આચાર્યદેવ શ્રી તુલસીરામજી સ્વામીના જ સાધુ સાધ્વીઓ તરીકે ગણાય છે, અને એમની આજ્ઞા પ્રમાણે વર્તે છે

આ સપ્રદાયમા દર વર્ષે મહાસુદ સાતમને દિવસે એક મોટુ સમેલન થાય છે તે **આધ્યાત્મિક અનુશાસન, એકતા, સગઠન અને બધારણના પુનિત પ્રતીક સમા "મર્યાદા મહોત્સવ"** (મહા મહોત્સવ)ના નામથી પ્રસિદ્ધ છે તે સમેલનમા આચાર્યશ્રીની આજ્ઞાથી બીમાર, વૃદ્ધ કે દૂર દેશોમા વિહરતા સાધુ સાધ્વીઓ સિવાય દરેક મુનિ મહાસતીજીઓ સેંકડો માઈલ પગે ચાલીને આવી હાજરી આપે છે અને તે શુભ પ્રસગનો લાભ લઈ હજારો શ્રાવક શ્રાવિકાઓ પણ દૂરદૂરના અનેક દેશોથી આવીને આચાર્યશ્રીના તથા અનેક મુનિ મહાસતીજીઓના દર્શન કરી અપૂર્વ આત્મિક આનદ અનુભવે છે

રમેશ—આ સમેલનનો કાર્યક્રમ શો હોય છે? સાહેબ!

મુનિશ્રી—ચોમાસું પૂર્ણ થયે દરેક સાધુ સાધ્વીઓ વિહાર કરી જ્યા આચાર્યશ્રી હોય ત્યા દર્શન કરી આખા વર્ષની અમુક વિગત લેખિત રીતે રજુ કરે છે (જેમ કે "અમુક ગામમા આટલા દિવસ રહ્યા, અમુક ગૃહસ્થનું આટલુ કપડુ લીધુ" વગેરે વગેરે) અને તે આચાર્યશ્રી ધ્યાનપૂર્વક જોઈ તેનુ યોગ્ય નિરાકરણ કરે છે; તથા સમેલનને દિવસે આચાર્યશ્રી પૂર્વ આચાર્યોનું બાધેલું બધારણ

(મર્યાદા) જાહેરમા સભળાવી તેમા સતત જાગૃત રહેવાનો ઉપદેશ કરે છે. અને સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એમ ચારે તીર્થ તેને સહર્ષ સ્વીકારી પોતાનુ અહોભાગ્ય માને છે

આ સિવાય તે દિવસે સાધુ સાધ્વી અને ગૃહસ્થો તરફથી જૈન શાસન તથા આચાર્યશ્રીની વિશેષતાના યોગ્ય ગુણગાનની અનેક કવિતાઓ, છદ, સ્તવન વગેરે નવા નવા બનાવી સભળાવ વામા આવે છે તેનો આનદ તો પ્રત્યક્ષ રીતે જોવાથી જ અનુભવી શકાય તેમ છે

એ દરમિયાન જ નવા વર્ષને માટે કયા સાધુ સાધ્વીએ કયા દેશમા વિહાર કરવો, તથા કયા ચોમાસુ કરવુ, તે પણ આચાર્યશ્રી નક્કી કરી આપે છે, અને તે પ્રમાણે સાધુ સાધ્વીઓ આચાર્યશ્રીએ નિશ્ચિત કરેલા પ્રદેશ તરફ વિહાર કરી જાય છે

રમેશભાઈ! દુનિયામા બીજે કોઈપણ ઠેકાણે સહેજે ન મળી શકે એવી એકતાનુ કારણ પૂર્વ આચાર્યોએ બાધેલી મર્યાદાઓ જ છે તમને જાણવા માટે કેટલીક મુખ્ય મુખ્ય મર્યાદા એટલે **બધારણની કલમોનો** ઉલ્લેખ અહીં કરૂ છુ —

(૧) કોઈપણ તેરાપથી સાધુ કે સાધ્વી પોતાના ચેલા ચેલી બનાવી શકતા નથી

(૨) દીક્ષા આપવાનો અધિકાર આચાર્યશ્રીને જ છે છતા કોઈ વખત આચાર્યશ્રીની ખાસ આજ્ઞાથી બીજા સાધુ સાધ્વી પણ દીક્ષા આપી શકે છે પરતુ ચેલા ચેલી તો આચાર્યશ્રી ના જ થાય છે

(૩) ભાવી આચાર્યની નિમણુક કરવાનુ કામ વર્તમાન આચાર્ય પોતે જ કરે છે અને તે આખા સઘને માન્ય હોય છે

(૪) સાધુ સાધ્વીઓના વિહાર, ચોમાસા વગેરે આચાર્યશ્રીએ નક્કી કરેલે સ્થાને જ થાય છે

(૫) પુસ્તક આદિ ઉપકરણો (વસ્તુઓ) કોઈ એકના વ્યક્તિગત હોતા નથી પણ સમૂહના-સાધુસઘના જ હોય છે

(૬) બીમાર સાધુ સાધ્વીની સેવા કરવી અને તેમને શાતા પમાડવી તે સાથેવાળા સાધુ સાધ્વીઓને માટે ફરજિયાત હોય છે

(૭) જો કોઈપણ સાધુ કે સાધ્વીમા દોષ જોવામા આવે તો તેને તરત જ ચેતવવા, અથવા તો આચાર્યશ્રીને ખબર કરવી એમ ન વર્તનાર સાધુ સાધ્વીઓ પ્રાયશ્ચિત્તને પાત્ર થાય છે

(૮) સઘના બીજા સાધુ સાધ્વીમા તથા પોતાનામા શુદ્ધ સાધુપણુ સમજે તો જ સઘમા રહેવુ, નહિ તો જુદો થઈ આત્મ કલ્યાણ કરવુ એ બહુ જ જરૂરી છે

(૯) ચોમાસુ પૂરૂ થતા (ખાસ કારણ સિવાય) આચાર્યશ્રી હોય તે તરફ વિહાર કરવો અને તેમની સમક્ષ ગયા વર્ષનો હેવાલ રજુ કરી આગળના કાર્યક્રમનો હુકમ મેળવી લેવો ફરજિયાત હોય છે

**રમેશ**—(સાશ્ચર્ય) સાહેબ! આવુ બધારણ બાધનાર આચાર્યોની બુદ્ધિ તો ગજબ જ હતી કજિયા કકાસ થવાની બાબતોને તો મૂળમાથી જ કાપી નાખી

**સુરેશ**—(વચમા) ગુરૂદેવ! ત્યારે તેરાપથી શ્રાવક શ્રાવિકાઓ (અનુયાયીઓ)ની સખ્યા કેટલી હશે?

**મુનિશ્રી**—ભાઈ! સાભળવા પ્રમાણે એમની સખ્યા આશરે ત્રણ લાખથી વધુ કહેવાય છે અને તેમનો ફેલાવો રાજસ્થાન (જોધપુર સ્ટેટ, બીકાનેર સ્ટેટ, ઉદેપુર સ્ટેટ, જૈપુર સ્ટેટ), મેરવાડા પ્રાત, મધ્ય ભારત, પજાબ, સયુક્ત પ્રાત, મધ્ય પ્રાત, ખાનદેશ, મુબઈ, ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ), મૈસુર પ્રાત, મદ્રાસ, કલકત્તા, દિલ્હી, ઓરિસ્સા પ્રાત, બિહાર પ્રાત, આસામ, બગાળ વગેરે વગેરે અનેક પ્રદેશોમા છે, પરતુ શ્રાવકવર્ગ એવો જાગૃત

હોય છે કે કોઈપણ સાધુ સાધ્વીથી ખ્ખલના (ભૂલ) થતા જ તેઓ તે સાધુ કે સાધ્વીને તત્કાળ કહી દે છે, અને જો તે ન માને તો તરત જ આચાર્યશ્રીને જણાવી દે છે પરતુ આખ મીંચીને અંધારૂ કરતા નથી. અને ગડબડ ચાલવા દેતા નથી

સુરેશ—સાહેબ! આ બધુ વર્ણન સાભળતા તો તેરાપથ સમ્પ્રદાયના સાધુ સાધ્વીઓ ખરેખર પ્રભુ મહાવીરના જ અનુયાયીઓ છે, એમ માન્યા વિના રહેવાતુ નથી, છતા આશ્ચર્ય એક જ થાય છે કે તેઓ 'દયા દાન' જેવા પવિત્ર ધર્મનો નિષેધ શું કામ કરતા હશે?

મુનિશ્રી— ભાઈ! દયાદાનનો નિષેધ કઈ રીતે કરે છે તે જરા ખુલાસાથી કહોને, અમે પણ તેરાપથી સાધુઓ જ છીએ

સુરેશ—(સકુચિત થઈને) સાહેબ! ખોટુ નહિ લગાડતા, તેરાપથી સાધુઓને મળવાનું કામ મારે કોઈપણ વખતે પડ્યુ નથી હું તો સાભળ્યા પ્રમાણે જ કહું છુ કે – તમારા સમ્પ્રદાયના સાધુઓ —

૧ બિલાડી ઉદરને મારતી હોય તો તેને છોડાવવાની ના પાડે છે

૨ કસાઈથી બકરાની રક્ષા કરવાનો નિષેધ કરે છે

૩ સળગતા ગાયના વાડાને ઓલવો નહિ, એમ પ્રચાર કરે છે

૪ તરસ્યાને પાણી પાવુ નહિ, એમ કહી અંતરાય દે છે

૫ ભૂખ્યાને રોટલો આપતા રોકે છે

૬ કબૂતર, કૂતરા, ગાયો વગેરેને ચણ, રોટલા કે ઘાસ નાખવાની ના પાડે છે

૭ ગરીબ ગરબાને દાન નહિ આપવુ એમ કહે છે

શું આ બધી વાત સત્ય છે? સાહેબ!

મુનિશ્રી—ના ભાઈ! આ બધા આક્ષેપો તો તદ્દન જૂઠા અને પાયાવિનાના છે કારણ કે જે સાધુઓ પાણીના જીવોની હિંસાથી બચવા માટે ત્રણ ત્રણ ચાર ચાર દિવસ સુધી ભૂખ્યા તરસ્યા રહી જાય પરતુ ચાલુ જરા પણ વરસતા વરસાદમા ગૌચરી ભિક્ષા લેવા નથી નીકળતા, તથા મરણાત કષ્ટે પણ કાચુ પાણી નથી પીતા, હવાના જીવોની હિંસા ટાળવા માટે મુહપત્તી વિના ઉઘાડે મોઢે નથી બોલતા, તથા કીડી, કથવા વગેરે સૂક્ષ્મ જીવોની હિંસાથી દૂર રહેવા માટે રજોહરણ વિના નથી વિહરતા, એવા મહાપવિત્ર મુનિઓ બિલાડીથી ઉંદરને બચાવવાની, કસાઈથી બકરાને છોડાવવાની, સળગતા વાડામાથી ગાય વગેરે મૂક પ્રાણીઓને કાઢવાની કે કૂતરા, પારેવા તથા ગરીબ ગરબાને દાન દેવાની મનાઈ શી રીતે કરી શકે? આવુ ભયકર કાર્ય તો નિર્દયથી નિર્દય હિંસક પણ ન કરે તો સાધુઓની તો વાત જ શી?

સુરેશ—(સાશ્ચર્ય) શુ જીવરક્ષા કરવાની કે દાન દેવાની તમે ના નથી પાડતા?

મુનિશ્રી – સુરેશભાઈ! ના પાડનાર સાધુને અમે તો કસાઈથી પણ ઘણો ક્રૂરમા ક્રૂર સમજીએ છીએ આ બાબત પર સુંદર પ્રકાશ પાડતો અમારા (શ્રી જૈન શ્વેતાબર તેરાપથના) વર્તમાન આચાર્યશ્રી તુલસીરામજી સ્વામીનો આ મનોહર છદ જુઓ —

बाडो कोउ खोले ताको करत मनाई कोई,<br>
वह साधु ना कसाईसे भी नीच कहलात हैं ।<br>
स्वेच्छा निज गेह ही लगै सब लोकन कुं,<br>
तेरापथी कोई तहां आडो नहिं आत है ॥

पात्र ओ कुपात्र एक मात्र तो न करे तामे,
क्षेत्र ओर ऊखर सो अंतर बतात है।
तुलसी मनत अत ततको विचार ऐसे,
सो ही इण काल प्रभु तेरापथ पात है॥

ભાવાર્થ — ગાય વગેરે પ્રાણીઓથી ભરેલા બધ વાડાને કદાચિત કોઈ નીચ પુરૂષે આગ લગાવી દીધી હોય અને કોઈ દયાળુ પુરૂષ તે વાડો ખોલવા કે આગ બુઝાવવા જતો હોય, તેને જો કોઈ એમ કહે કે "તું નહિ ખોલ કે નહિ બુઝાવ" તો તે ના કહેનાર વ્યક્તિ સાધુ કે શ્રાવક તો શું પણ નિર્દય કસાઈથી પણ ઘણો નીચ કહેવાય છે તેમ જ પોતાની મરજી મુજબ જો કોઈ ગૃહસ્થ લાખો રૂપિયાથી ભરેલુ પોતાનુ ઘર પણ ગરીબ ગરબા માટે કૃષ્ણાર્પણ કરે, એટલે આપે તો તે દાન આપનારને કોઈપણ તેરાપથી સાધુઓ રોકતા નથી અને રોકનારને સારો પણ સમજતા નથી તેવી જ રીતે શાસ્ત્ર પ્રમાણે સુપાત્ર અને કુપાત્રમા ખેતર અને ઊખર જેટલુ અતર માને છે હે ભગવાન! આવા ધર્મના ઝીણા મર્મને સમજનાર વ્યક્તિઓ જ આ કલિયુગમા તેરા-પથ એટલે તારા સત્ય માર્ગને પામી શકે છે

સુરેશ—સાહેબ! આ કવિતા ૫ થી તો સ્પષ્ટ સમજાય છે કે તેરાપથી સાધુઓ દયાદાનનો વિરોધ નથી જ કરતા, છતા એક જગ્યાએ મેં એમ પણ સાભળ્યુ હતુ કે તેરાપથી સાધુઓ પોતાના શ્રાવકોને એવી ખોટી બાધા આપે છે કે– "તેરાપથી સાધુઓ સિવાય અન્ય સપ્રદાયના સાધુઓને અન, પાણી કે જગ્યા વગેરે કાઈપણ આપવુ નહિ" અને તેના પરિણામે તેમના ભક્તો અન્ય સપ્રદાયના સાધુઓને આહાર પાણી કે જગ્યા વગેરે નથી આપતા અને ગામે ગામ ફરતા વાપરી ખોટી રીતે ઘણા જ હેરાન કરે છે" આ શુ વાત સત્ય છે? સાહેબ!

મુનિશ્રી—અરે ! સત્ય શેની હોય, તદ્દન અસત્ય અને પાયા વિનાની છે તમે જ વિચારો કે જે તેરાપથી સાધુઓ ગૃહસ્થના ઘર આગળ ઉભેલા ભિખારીની ઉપરવટ થઈને ભિક્ષા લેવા પણ નથી જતા (કારણ કે ભિખારીને અંતરાય લાગે અને તેનો આત્મા દુભાય) તો તેમને માટે ના પાડવાની કે બાધા આપવાની વાત રહી જ ક્યા ? જો સાધુઓ દાન આપવાની ના પાડતા હોય તો પછી તેરાપથી શ્રાવકો જીવદયા ખાતામા, હૉસ્પિટલ, વિદ્યાલય, દુષ્કાળ નિવારણ ફંડ, પાજરાપોળ કે ગૌશાળા વગેરેમા હજારો લાખો રૂપિયાનુ દાન શું કામ કરે ?

સુરેશ—શું તેરાપથી શ્રાવકો પણ દાન કરે છે ખરા ?

મુનિશ્રી—તેરાપથી શ્રાવકોના બનાવેલા વિદ્યાલયો છે, સ્કૂલો છે, કૉલેજો છે, હૉસ્પિટલો છે, દવાખાના છે, લાયબ્રેરીઓ છે, ગામના લોકો માટે મોટામોટા કૂવાઓ છે, ધર્મશાળાઓ છે, અસહાયોને માટે ટ્રસ્ટ કરેલા ફડો છે, એવી સાસારિક ઉપકાર માટે અનેક વસ્તુઓ બનાવેલી છે શુ નથી ? સમારીઓને જોઈએ તે બધુ છે, પરતુ એટલુ તો ખરૂ કે તેરાપથી શ્રાવકો આ બધા કાર્યોને સાસારિક ફરજ અને કર્તવ્ય સમજીને કરે છે, પણ તેમા આત્મિક ઉન્નતિ માનતા નથી *

દિનેશ—ઠીક સાહેબ ! સમજાઈ ગયુ આપશ્રીનુ ફરમાન, અને એ પણ ધ્યાનમા આવી ગયુ કે સાધુઓએ સાધુપણામા છૂટછાટ લેવી નહિ, પણ આજના કેટલાક સાધુઓ તો ઘણેભાગે એમ જ કહે છે કે "ચોથા આરા (સત્યયુગ) જેવા શરીરના

*દયા અને દાન સબધે વધુ ખુલાસા માટે મુનિશ્રી ધનરાજજી સ્વામીના વિવેચનોનો પ્રથમ સગ્રહ "ધર્મ એટલે શુ" એ પુસ્તક વાચવુ

સ્મરણ-ધારણ નથી, અન્નપાન નથી, પરાક્રમ નથી, તાકાત નથી, તેવું મન પણ નથી, તો પછી સાધુપણું પહેલા આરા જેવું કડક કેમ પાળી શકાય? અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનું પરિવર્તન થતા સાધુપણું પણ પરિવર્તન થયા વિના શી રીતે રહી શકે?

મુનિશ્રી—ભાઈ! જૈન પરંપરા અનુસાર લગભગ બધા જ એમ સ્વીકારે છે કે—"પાંચમા આરાના છેડા સુધી પણ (૧) દુપ્પસહ સાધુ, (૨) ફલ્ગુશ્રી સાધ્વી, (૩) નાગિલ શ્રાવક, અને (૪) સત્યશ્રી શ્રાવિકા, એમ ચારે શુદ્ધ સાધુપણું તથા શ્રાવકપણું પાળી અનશન કરી સ્વર્ગમાં જશે." દિનેશભાઈ! અત્યાર સુધી તો પાંચમા આરાના એકવીશ હજાર વર્ષમાંથી આશરે અઢી હજાર વર્ષ જ વ્યતીત થયા છે સાડા અઢાર હજાર વર્ષ તો હજુ બાકી જ છે જો અત્યારે જ શુદ્ધ સાધુપણું ન પાળી શકાય તો સાડા અઢાર હજાર વર્ષ પછી કેમ પાળી શકશે? માટે જો નીતિ શુદ્ધ હોય તો સાધુપણું બરાબર પાળી શકાય છે તથા બીજી રીતે વિચારો કે ચોથા આરામાં સામાયિક કેમ થતું હતું? પોરસી કેમ થતી હતી? અને ઉપવાસ કઈ રીતે થતા હતા?

દિનેશ—સાહેબ! બે ઘડીને માટે પાપ કરવાના પચ્ચખાણ કરવાથી સામાયિક, દિવસના ચોથા ભાગ સુધી ખાવાપીવાના ત્યાગ કરવાથી પોરસી, અને આખો દિવસ તથા રાત ખાવાપીવાના ત્યાગ કરવાથી ઉપવાસ

મુનિશ્રી—ભાઈ! આજના જમાનામાં સામાયિક વગેરે એ જ પ્રમાણે થાય છે કે કાંઈ ફેર પડ્યો?

દિનેશ—સાહેબ! આ બધી વસ્તુઓમાં તો ફેર કેમ પડી શકે? કારણ ત્રણે કાળમાં નહિ બદલવાવાળી ધાર્મિક બાબતો છે

મુનિશ્રી—તો પછી સાધુપણું કઈ રીતે બદલી શકે? એ તો મોક્ષનો એક ઊંચામાં ઊંચો માર્ગ છે આ બાબતનું વર્ણન કરતા શ્રી આચારાંગ સૂત્રના શ્રુતસ્કંધ ૧ અધ્યયન ૬ ઉદ્દેશા ૪ ના અર્થમાં કહ્યું પણ છે કે—"જે શિથિલાચારી સાધુઓ થશે તે એમ કહેશે કે "પાંચમા આરામાં પૂરૂં સાધુપણું પાળી શકાય નહિ" એ આચારાંગ સૂત્રનું વિવેચન આજના નામધારી સાધુઓ બરાબર સાબિત કરી રહ્યા છે, અને ભોળા ભદ્રિક અંધશ્રદ્ધાળુ ભક્તો "ઈચ્છા, ઈચ્છા," કરી શિથિલાચારની વૃદ્ધિ પુષ્કળ પ્રમાણમાં પોષી રહ્યા છે પણ ભાઈ! સાધુપણું નહિ પાળવાની નીતિ હોય તેને માટે પાંચમો આરો શું અને ચોથો કે ત્રીજો શું? ત્રીજા ચોથા આરામાં તીર્થંકર ભગવાનની હયાતીમાં પણ ઘણા સાધુ સાધ્વીઓ શિથિલાચારી બની ગયા હતા

દિનેશ—શું કહો છો સાહેબ! તીર્થંકરોની વખતે પણ શિથિલાચારી સાધુ સાધ્વીઓ હતા?

મુનિશ્રી—હા દિનેશભાઈ! ઘણાએ થયા હતા. શ્રી આદિનાથ ભગવાનના અનેક સાધુઓ શરૂઆતમાં શુદ્ધ આહાર પાણી ન મળવાથી શિથિલ બની સાધુત્વથી ભ્રષ્ટ થઈ ગયા હતા

શ્રી અરિષ્ટનેમિ ભગવાનના જમાનામાં શેલકરાજ ઋષિ પ્રમાદને વશ શિથિલાચારી બની ગયા હતા, તેનું શ્રી જ્ઞાતા સૂત્રના પાંચમા અધ્યયનમાં વર્ણન છે

શ્રી પાર્શ્વનાથ ભગવાનની ૨૦૬ સાધ્વીઓ સાધુપણામાં અનેક દોષોનુ સેવન કરી સાધુપણાના વિરાધક (ભ્રષ્ટ) બન્યા હતા (શ્રી જ્ઞાતા સૂત્ર શ્રુ૦ ૨ અધ્યયન ૧ મા વર્ણન છે)

દ્રૌપદીનો જીવ પાછલા ભવમાં સુકુમાલિકા સાધ્વી સ્વચ્છંદ થઈને વિરાધક થઈ હતી (વર્ણન શ્રી જ્ઞાતા સૂત્ર અધ્યયન ૧૬મા)

શ્રી મહાવીર સ્વામીની હયાતીમા ગોશાલો તથા જમાની સાધુત્વથી ભ્રષ્ટ થઈ વિરૂદ્ધ પ્રરૂપણા કરવા લાગ્યા હતા (શ્રી ભગવતી સૂત્ર)

આવી જાતના તો અનેક ઉદાહરણો સત્યયુગના જમાનાના મળી આવે છે, માટે સાર એજ નીકળે છે કે–જે આત્માર્થી હતા તે ચોથા આરામા પણ શુદ્ધ સાધુપણું પાળતા હતા અને આજે પણ પાળે છે, તથા પુદ્ગલાનદી (પુદ્ગલિક–શારીરિક સુખોમા આનદ માનનારા) સાધુઓ તે વખતે પણ શિથિલાચારી હતા અને આજે પણ તેવા જ છે, છતા એટલુ તો ચોક્કસ કહેવુ પડશે કે "શિથિલાચારીઓની સખ્યા આ જમાનામા કાઈક વધારે પ્રમાણમા છે, અને આત્માર્થી મુમુક્ષુઓ બહુ ઓછા છે," વધારે હોય પણ શેના? લૂખા રોટલા ખાનારાઓની સરખામણીમા બદામી હલવા ખાનાર ભાગ્યશાળી પુરૂષો વધારે ક્યાથી હોય? પિત્તળ પહેરનાર ભીલડીઓની સરખામણીમા હીરા, પાના, માણેક કે મોતી પહેરનાર મહારાણીઓની સખ્યા ક્યાથી વધે? ઓછી જ હોયને? કવિએ કહ્યુ છે કે —

शैले शैले न माणिक्य, मौक्तिकं न गजे गजे।
साधवो नहि सर्वत्र, चन्दन न वने वने॥

ભાવાર્થ —માણેક પહાડોમા જ હોય છે, પરતુ દરેક પહાડમા નથી હોતા, મોતી હાથીઓના ગડસ્થલ (માથા) મા પણ થાય છે, છતા પ્રત્યેક હાથીના ગડસ્થલમા નથી થતા, ચન્દન (સુખડ) ના ઝાડ જગલોમા જ હોય છે, પણ દરેક જગલમા નથી મળતા, તેવીજ રીતે સાધુઓની ઉપજ પણ મનુષ્ય લોકમાજ થાય છે, છતા બધી જગ્યાએ શુદ્ધ સાધુઓ જોવામા નથી જ આવતા તેથી જ **મહાત્મા ગાધીએ** પણ કહ્યુ છે કે -

"ગુરૂ વિના જ્ઞાન ન હોય, એ સુવર્ણ વાક્ય છે" પણ ગુરૂ મળના જ દોહિલા છે, અને સ ગુરૂને અભાવે ગમે તેને ગુરૂ કરી બેસીને આપણે સસાર સાગરની નચોનચ્ચ ડૂબવુ યોગ્ય નહિ ગણાય ગુરૂ તે કે જે તારે, પોતે તરી ન જાણે તે બીજાને શુ તારે? એના તાન હોય તો પણ એનએક જોવામા આવતા નથી

(ધર્મ મથન પૃષ્ઠ ૧૮)

દિનેશભાઈ! છતા શુદ્ધ સાધુઓ આજે નથી એમ ન સમજવુ છે તો ખરા, પણ પરીક્ષા કરવાની જરૂર છે

દિનેશ—સાહેબ! આજના સાધુઓ ઉપરોક્ત તેર નિયમો કદાચ બરાબર નહિ પાળતા હોય છતા કાઇક તો પાળે છે–લોચ કરાવે છે, ગાડીમા બેસતા નથી, ઉઘાડે પગે ચાલે છે, માગીને ખાય છે, અને ભગવાનનો વેષ ધારી રાખે છે માટે અમારાથી તો ચઢિયાતા જ છે, એમ માની તેઓને ગુરૂ તરીકે વદિયે–પૂજીએ તો?

મુનિશ્રી—ભાઈ! મિથ્યાત્વનુ પાપ લાગશે, કારણુ તમારાથી ચઢિયાતા નથી, પણ ઉતરતા છે ધારો કે "ત્રણ માણસો ને એક સાધુજીએ સવત્સરીને દિવસે ઉપવાસ કરવાનો ઉપદેશ કરેલો. એક માણસે તો મન નહિ હોવાથી ઉપવાસ કરવાની ના પાડી, અને બીજા બન્ને જણાએ ઉપવાસના પચ્ચખાણુ કર્યાં, હવે ભૂખ તરસ લાગવા છતા એક માણસ તો દૃઢ રહ્યો, અને બીજાએ રાત્રે બાર વાગે ખાઈપીને ઉપવાસ તોડી નાખ્યો હવે વિચારીને કહો કે એ ત્રણેમા ઉત્તમ કોણુ? મધ્યમ કોણુ? અને સૌથી અધમ કોણુ?

દિનેશ—સાહેબ! એમા વિચારવા જેવુ શુ છે આ તો ચોખ્ખુ દેખાય છે કે "લીધેલા વ્રત–પચ્ચખાણુ અખડ પાળનારો ઉત્તમ, નહિ લેનારો મધ્યમ, અને ઉપવાસ કરીને તોડનારો સૌથી અધમ"

મુનિશ્રી— ભાઈ! એ જ રીતે વિચારો કે એક માણસે સાધુપણુ લઈને અખંડ પાળ્યુ, બીજાએ શક્તિ ન હોવાથી લીધુ જ નહિ એટલે કે તે શ્રાવકપણામા (ગૃહસ્થાશ્રમમા) જ રહ્યો, અને ત્રીજો સાધુપણુ લઈને અનેક નહિ કલ્પતા (અનુચિત્ત) કાર્યો કરીને સાધુપણું તોડી શિથિલાચારી બની ગયો, હવે એ ત્રણેમા ઉત્તમ, મધ્યમ અને અધમ કોણ?

દિનેશ—ઠીક સાહેબ! આવી ગયુ સમજમા કે સાધુપણું લઈને તોડનારા સાધુઓ તો અમારાથી (ગૃહસ્થોથી) પણ ઘણા નીચા છે

મુનિશ્રી—લો એક દૃષ્ટાંત વળી બીજુ બતાવુ એક માણસ તો સામાયિક કર્યા વિના છૂટો રહીને સાસારિક આરભ સમારભના (હિંસા વગેરેના) કામ કરે છે, અને બીજો સામાયિક લઈને બે ઘડી સુધી પાપનો ત્યાગ કરીને પછી સામાયિક દરમિયાન હિંસા વગેરે પાપના કામ કરે છે હવે બન્નેમા પાપી કોણ અને મહાપાપી કોણ?

દિનેશ—છૂટો રહીને આરભ કરનારો પાપી, અને સામાયિક કરીને આ ભ કરનારો મહાપાપી, કારણ કે જ્યારે પહેલાને ફક્ત આ ભનું જ પાપ લાગ્યુ છે, ત્યારે બીજાને એક તો આરભનુ તો પાપ લાગ્યુ જ, અને ઉપ થી બીજુ સામાયિક તોડવાનુ પણ પાપ લાગ્યુ, એમ બેવડો ગુનેગાર થયો

મુનિશ્રી—બસ આ દૃષ્ટાત પરથી જ સમજો કે સાધુપણુ એ આખી જિંદગીનું સામાયિક છે એટલે આખી જિંદગી સુધી પાપ કરવાના ત્યાગ છે હવે આવુ પવિત્ર સાધુપણુ ગ્રહણ કરીને જે સાધુઓ અકલ્પના (અનુચિત) કાર્યો કરતા હોય, જેમ કે જાણી

જોઈને ઉઘાડે મોઢે બોલી વારવાર અસખ્ય વાયુકાય (હવા)ના જીવોની હિંસા કર્યા કરતા હોય, લાઉડસ્પીકરમા ભાષણો કરી અગ્નિ કાયના જીવોને મારતા હોય, સાધુ માટે બનાવેલા આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર પાટ, પાટલા કે ઉપાશ્રય, સ્થાનક ભોગવી હમેશા ચોમાસી પ્રાયશ્ચિત્ત આવે એવુ અયોગ્ય કાર્ય કરતા હોય, આના વિના દીક્ષા આપી વાલી, માવિત્ર કે પ્રભુની આજ્ઞાના ચોર બનતા હોય, એકલ વિહાર કરીને સ્વચ્છદના સ્વીમરતા હોય, સવારે બપોરે કે સાજે રસ લોલુપ થઈ અપરિમાણ ભોજન કરી બ્રહ્મ ચર્યની વાડ તોડતા હોય, રેળીમા બેસી વિહાર કરતા હોય, મજૂરની પાસે પોતાનો સામાન ઊચકાવતા હોય, તાર ટપાલ લખતા હોય, ડૉકટરની પાસે ઈન્જેકશન કે ઓપરેશન કરાવતા હોય, (સાધ્વીઓ પુરૂષ ડૉકટરનો સ્પર્શ કરતી હોય) પગાર અપાવી પડિતો પાસે ભણતા હોય, રાત્રે અધારામા વિહાર કરતા હોય, ફડ ફાળાનો ઉપદેશ આપી હજારો લાખો રૂપિયા ભેગા કરાવતા હોય, તે સાધુઓ તમારા કરતા ઘણા નીચા છે, અને કોઈપણ હિસાબે સાધુ તરીકે માનીને વદી પૂછી શકાય જ નહિ, કારણ કે અસાધુને સાધુ સમજીને વાદે પૂજે તો તે મિથ્યાત્વી થાય, એમ શ્રી મહાવીર પ્રભુએ શ્રી ઠાણાગ સૂત્રના દશમા ઠાણામા કહ્યુ છે

જિનેશ— ઠીક સાહેબ! સમજી ગયા કે બરાબર નિયમ નહિ પાળનારા સાધુઓ અમારાથી ઉત્તમ તો નથી જ, પણ પેઢી દર પેઢીથી જે ગુરૂઓને માનતા આવ્યા છીએ તેમને એકાએક કેમ છોડી શકાય અને બીજા કેમ ધારી શકાય?

મુનિશ્રી— ભાઈ! તત્ત્વ સમજવાનો સાર શો છે? એ જ છે ને કે ખરી વસ્તુ મળ્યા પછી ખોટીનો તરતજ ત્યાગ કરવો શાસ્ત્રોમા સુદર્શન શેઠ, શુકદેવ સન્યાસી, ગૌતમ આદિ અગિયાર મહાપડિત

બ્રાહ્મણો, શ્રેણિક રાજા વગેરે અનેક સમજુ વ્યક્તિઓએ વશપરપરાથી સ્વીકારેલા ખોટા ગુરૂઓને ત્યાગી સદ્ગુરૂ ધાર્યાનો ઉલ્લેખ મળે છે, અને સમજવા છતા પણ જે દુરાગ્રહવશ કુગુરૂને ત્યાગશે નહિ અને સદ્ગુરૂને સ્વીકારશે નહિ તેને 'લોહ વાણિયા' ની માફક ઘણો પશ્ચાત્તાપ કરવો પડશે

દિનેશ—સાહેબ! લોહ વાણિયાએ પશ્ચાત્તાપ કેમ કર્યો?

મુનિશ્રી—ચાર વાણિયા ધન કમાવા માટે પરદેશ ગયેલા ચાલતા ચાલતા રસ્તામા લોઢાની ખાણ આવી એટલે ચારે જણાએ પોતાનાથી ઉંચકાય એટલા લોઢાથી ભરેલા પોટલા બાધી લીધા અને ચાલ્યા આગળ ચાલતા ચાલતા અનુક્રમે તાબા, જશત, રૂપા અને સોનાની ખાણો આવતી ગઈ ચારમાથી ત્રણ વાણિયા તો એક મૂકતા ગયા અને બીજી ઉત્તમ વસ્તુના પોટલા બાધતા ગયા, પણ ચોથા ભાઈએ તો "પકડ્યુ તે જ ખરૂ" એમ કહી લોહુ જ પકડી રાખ્યુ

આગળ જતા દૈવયોગે અમૂલ્ય હીરાની ખાણ આવી ગઈ એટલે ત્રણે તો ઝટ સોનુ મૂકીને હીરાના પોટલા બાધી લીધા, ચોથા ભાઈને તેઓએ ઘણો સમજાવ્યો, પણ તે શાનો માને? ઉલટુ કહેવા લાગ્યો કે "હુ કાઈ તમારા જેવા અસ્થિર વિચારનો માણસ નથી કે એક લેતો જાઉં અને બીજુ મૂકતો જાઉં"

અંતે ચારે પાછા પોતાને ઘેર આવ્યા ત્રણ લાવ્યા અમૂલ્ય હીરા, અને ચોથો લાવ્યો છે લોહુ પેલા ત્રણે જણે બે ચાર હીરા વેચ્યા કે લાખો રૂપિયા આવી ગયા, અને બાગ બગલાવાળા મોટા શેઠિયાઓ થઈ ગયા, અને મોટા પ્રમાણમા વ્યાપાર કરવા લાગ્યા

આ બાજુ ચોથા ભાઈસાહેબે પણ લોહુ વેચ્યુ પણ મળવાનુ શુ હતુ? વીસ પચ્ચીસ રૂપિયા મળ્યા હશે તેમા પાચ સાત

વાપર્યાં, પાચ સાત બૈરીએ પાછળથી ખર્ચી નાખ્યા હતા, તે આપ્યા, બાકી દશેક રૂપિયામા બીજો તો શુ વ્યાપાર થઈ શકે? "ચણા જોર ગરમ બાબુ મૈં લાયા મજેદાર ચણા જોર ગરમ" નુ ગાયન ગાયા કરે અને આખો દિવસ શહેરમા ફરી ફરીને ચણા વેચ્યા કરે.

એક દિવસ પેલા ત્રણે શેઠિયાઓએ બગીચામા ઊજાણી કરેલી, ત્યા ગીતગાન અને નૃત્યો થઈ રહ્યા હતા, એટલામા પેલો "ચણા જોર ગરમ" વાળો વાણિયો ત્યા આવી પહોંચ્યો ત્રણે મિત્રોએ તેને ઓળખી કાઢ્યો અને પાસે બોલાવી પૂછવા લાગ્યા "અરે! એ ચણાવાળા! શું તું અમને ઓળખે છે?" ચણાવાળો હાથ જોડી કહેવા લાગ્યો "ના બાપા! નથી ઓળખતો, આપ જેવા મોટા માણસની ઓળખાણુ મારે તે શી રીતે થાય?" ત્યારે ત્રણમાથી એક કહ્યુ "કેમ અલ્યા ભૂલી ગયો? આપણે તો ચારે સાથે ધન કમાવા પરદેશ ગયા હતા, અમે હીરા લાવ્યા અને તું લોઢાને પકડીને બેસી રહ્યો હતો"

"અરે! શું તમે તે જ છો? હાય, હાય, હુ તો મરી ગયો રે!" એમ બૂમાબૂમ કરતો તે ચણાવાળો બેશુદ્ધ થઈને પડી ગયો ચણા બધા વેરાઈ ગયા, અને રગમા ભગ થઈ ગયો ત્યારે તેને સાવચેત કરી સો રૂપિયા આપી વિદાય કર્યો

હવે તે રડતો કકળતો ઘેર આવ્યો બૈરીએ પૂછ્યું કે "શુ કામ રડો છો?" ત્યારે તેણે પાછલી બધી હકીકત કહી સભળાવી, અને આખી જિંદગી સુધી પશ્ચાત્તાપ કરતો રહ્યો

દિનેશ—નહિ સાહેબ! એવા મૂર્ખ અમે તો નથી બનવાના અમે બરાબર સમજી ગયા કે "સોનાનુ ગિલિટ (ઢાળ) ચઢાવવાથી તાબુ કે પિત્તળ કદી સોનુ બની શકતું નથી" "સિંહનું ખાલડુ

(ચામડુ) પહેરવાથી શિયાળ કદી સિંહ થઈ શકતો નથી," તેવીજ રીતે કૃષ્ણ ભગવાનનો વેષ (ઓઘા, પાત્રા, મુંહપત્તી, પિછોડી, ચોલપટ્ટો) લેવાથી સાધુ બની શકતા નથી, પણ સાધુતાના ગુણ હોવા જોઈએ, કારણ કે મહત્ત્વ તો ગુણનું જ છે ઊંચામા ઊંચુ માથુ નીચામા નીચા પગમા ગુણને લીધે જ નમે છે; પણ હવે ગુરૂ ધારવાના શુ નિયમ છે? તે જરા ફરમાવવાની કૃપા કરો

મુનિશ્રી—ગુરૂ ધારવાના કે સમ્યક્ત્વ ગ્રહણ કરવાના નિયમ નીચે મુજબ છે —

કેવળ જ્ઞાન, કેવળ દર્શન સહિત, રાગદ્વેષ રહિત સર્વજ્ઞ ભગવાન સિવાય બીજા કોઈપણ કુદેવને **ધર્મદેવ** તરીકે માનવા કે પૂજવા નહિ

પાચ મહાવ્રત, પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એમ શાસ્ત્રોક્ત તેર નિયમ અખંડ પાળનારા શુદ્ધ સાધુ સિવાય કોઈપણ વેષધારી સાધુને **ધર્મગુરૂ** તરીકે સમજી નમસ્કાર કરવા નહિ

સર્વજ્ઞ ભગવાને પ્રરૂપેલા તત્ત્વને **આત્મિક ધર્મ** સમજવો

દિનેશભાઈ! આ ત્રણે તત્ત્વને હૃદયમા સુદૃઢ રૂપથી ધારણ કરવાનુ નામ જ શ્રદ્ધા-સમ્યક્ત્વ કે ગુરૂધારણા છે, અને આ વસ્તુ આત્મકલ્યાણને માટે ઘણી જ અગત્યની છે

દિનેશ—ગુરૂદેવ! અમે તો આજ સુધી એમ જ સમજતા હતા કે—"આ બધા સાધુઓ ખોટા ધતિંગ દેખાડી લોકોને ઠગી રહ્યા છે, અને સાધુવેષમા બાદશાહી ભોગવી રહ્યા છે; કારણ કે આજ સુધી કોઈપણ સાધુએ આવી ઝીણવટથી અમને સાધુઓના આચાર-વિચાર સમજાવ્યા જ ન હતા હવે આજે આપશ્રીના સમાગમથી અમે સુગુરૂ-કુગુરૂ વિષયક ભેદ બરાબર સમજી ગયા,

અને હૃદયમા એ વાત બરાબર ઠસી ગઈ કે "મનુષ્ય જન્મ વારવાર નહિ મળે, માટે શુદ્ધ શ્રદ્ધા ગ્રહુણ કરીને આત્મિક ઉન્નતિ અવશ્ય કરવી જોઈએ"

એમ મુનિશ્રીની પ્રશસા કરતા દિનેશ, સુરેશ, રમેશ વગેરે અનેક ભવ્યાત્માઓએ મિથ્યાત્વને ત્યાગીને સમ્યક્ત્વ સ્વીકાર્યું, અને વિધિથી નમસ્કાર કરી મુનિશ્રીને વિનતિ કરવા લાગ્યા કે —

સાહેબ! હવે ગૃહસ્થાવાસમા રહેલા ગૃહસ્થે વિશેષ આત્મિક ઉન્નતિ માટે કઈ રીતે વર્તવુ જોઈએ? તે જરા ફરમાવો

મુનિશ્રી— ભાઈ! ગૃહસ્થે સૌથી પહેલા જીવ અજીવ વગેરે નવ પદાર્થનું જ્ઞાન અવશ્ય કરવુ જોઈએ અને પછી ત્રણ નીતિનો જરા મર્મ સમજવો, જેમકે (૧) રાજનીતિ (૨) સામાન્ય સસારનીતિ અને (૩) ધર્મનીતિ

(૧) શામ, દામ, દડ અને ભેદથી જે રાજ્ય ચલાવવું તે "રાજનીતિ"

(૨) માતાપિતાએ સતાનોનુ પાલન કરવુ, અને સતાનોએ માતાપિતાની સેવા-ચાકરી કરવી, આગણે આવેલા મહેમાનનો સત્કાર કરવો, અસહાય, નિરાધારોને મદદગાર થવુ વગેરે સસાર-ઉન્નતિના કાર્યો તે "**સસારનીતિ**"

(૩) અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, સતોષ, ક્ષમા, સરલતા વગેરે ધર્મોમા રમણ કરી આત્માની ઉન્નતિ કરવી તે "**ધર્મનીતિ**" કે આત્મિક ધર્મ

આ આત્મિકધર્મ સમજવા માટે જગત્માન્ય સાત સિદ્ધાતો અવશ્ય ધ્યાનમા રાખવા

## સાત સિદ્ધાંતો

૧ ધર્મ અહિંસામાં અને દયામાં છે પણ હિંસામાં નથી
૨ ધર્મ સર્વજ્ઞ ભગવાનની આજ્ઞામાં છે, પરન્તુ આજ્ઞા બહાર નથી
૩ ધર્મ ત્યાગમાં છે, પણ ભોગમાં નથી, તેમજ વ્રતમાં છે પણ અવ્રતમાં નથી
૪ ધર્મ ઉપદેશમાં છે, પણ જબરજસ્તીમાં નથી
૫ ધર્મ આત્મિક શાંતિમાં છે, પણ શારીરિક (પુદ્ગલિક) શાંતિમાં નથી
૬ ધર્મ સમતાની વૃદ્ધિમાં છે, પણ મમતાની વૃદ્ધિમાં નથી તથા રાગદ્વેષ ઘટાડવામાં છે, પણ વધારવામાં નથી
૭ ધર્મ અમૂર્ત આત્મિક વસ્તુ છે, પણ વેચાતી મળતી કે પુદ્ગલિક બાહ્ય વસ્તુ નથી.

આમ ત્રણ નીતિ અને સાત સિદ્ધાંતનું રહસ્ય સમજી "સમાજ નીતિના કાર્યો સંસારખાતામાં" અને "ધર્મનીતિના કાર્યો ધર્મ ખાતામાં" ખતવવા જોઈએ તથા ઈર્ષા, દ્વેષ, કુસંપ અને જીવનની અનિયમિતતા ઘટાડવા માટે નીચે દર્શાવેલા બાર વ્રતો (નિયમો) નું યથાશક્તિ પાલન કરી અવશ્ય આત્મિકકલ્યાણ સાધવું જોઈએ

## ગૃહસ્થના બાર અણુવ્રત

૧ પહેલા વ્રતમાં ગૃહસ્થે નિરપરાધી, હાલતાચાલતા જીવોને મારવાની વૃત્તિ (સંકલ્પ) થી મારવા નહિ, તથા સ્થાવરજીવ એટલે પૃથ્વી, પાણી, અગ્નિ, હવા અને વનસ્પતિના જીવોની હિંસા પણ બનતી કોશિશે ઘટાડવી. તથા કોઈ પણ સાથે ક્રૂર વર્તાવ કરવો નહિ, વગેરે

૨ બીજા વ્રતમા ગૃહસ્થે મોટુ જુઠ્ઠુ બોલવુ નહિ, એટલે ખોટી સાક્ષી ભરવી નહિ કોઈની અનામત દબાવવી નહિ વ્યાપાર વગેરેમા વિશ્વાસઘાત કે દગાફટકા કરવા નહિ ખોટા દસ્તાવેજ બનાવવા નહિ, વગેરે

૩ ત્રીજા વ્રતમા ગૃહસ્થે મોટી ચોરી કરવી નહિ ખોટા તોલ માપ કરવા નહિ, વેચવાની વસ્તુમા ભેળસેળ કરવી નહિ નકલી વસ્તુને અસલી તરીકે વેચવી નહિ, એક પ્રકારની વસ્તુ બતાવી બીજા પ્રકારની વસ્તુ આપવી નહિ કાળા બજાર કરવા નહિ ચોરોને સાથ આપવો નહિ, ચોરીનો માલ ખરીદવો નહિ, દાણચોરી કરવી નહિ, વગેરે

૪ ચોથા વ્રતમા ગૃહસ્થે પરસ્ત્રી અને વેશ્યા સેવનનો ત્યાગ કરવો, કોઈપણ પ્રકારનુ અપ્રાકૃતિક મૈથુન કરવુ નહિ, તથા પોતાની પત્ની સાથે પણ યથાશક્તિ મૈથુનનો ત્યાગ કરી વિષય લાલસા ઘટાડી વધુમા વધુ બ્રહ્મચર્ય પાળવુ

૫ પાચમા વ્રતમા ગૃહસ્થે ધન મેળવવાની લાલસા ઘટાડવી, એટલે ધનમાલ મિલ્કત વગેરેની મર્યાદા બાધવી, અને તે ઉપરાતનો ત્યાગ કરવો, તેમજ સગ્રહખોર વૃત્તિનો પણ ત્યાગ કરવો

૬ છઠ્ઠા વ્રતમા ગૃહસ્થે દેશ પરદેશ બિનજરૂરી પરિભ્રમણનો (ફરવાનો) ત્યાગ કરવો

૭ સાતમા વ્રતમા ગૃહસ્થે ખાવા, પીવા, પહેરવા, ઓઢવા વગેરે વસ્તુઓની મમતા ઘટાડવી, મોજશોખની ચીજોનો બનતો ત્યાગ કરવો, એશઆરામ ઘટાડવા, તેમજ જીવનની જરૂરિયાતનો સકોચ કરવો તથા મહા હિંસાવાળા વ્યાપારનો પણ યથાશક્તિ ત્યાગ કરવો, વગેરે

૮ આઠમા વ્રતમા ગૃહસ્થે અનર્થદંડના એટલે બેપરવાઈથી વિના મતલબથી અથવા ક્ષણિક આનદ, કુતૂહલ કે હાસ્યવિનોદ વગેરે વૃત્તિઓને વશ થઈ કરવામા આવતા પાપાત્મક કાર્યોમા પ્રવૃત્ત થવાનો ત્યાગ કરવો

૯ નવમા વ્રતમા ગૃહસ્થે સામાયિક* એટલે અમુક સમય માટે પાપમય કાર્યો છોડી સમતાનો અભ્યાસ કરવો

૧૦ દશમા વ્રતમા ગૃહસ્થે સમય નિશ્ચિત કરીને ગમે તે પાપનો ત્યાગ કરવો, જેમ કે —રાત્રિભોજન ન કરવુ, ક્રોધ, માન, માયા (કપટ) લોભ વગેરેનો નિરોધ કરવો ઉપવાસ આદિ વ્રત નિયમોનું આરાધન કરવુ, વગેરે

૧૧ અગિયારમા વ્રતમા ગૃહસ્થે પૌષધ કરવુ, એટલે અમુક પર્વને પ્રસગે ઉપવાસ સાથે પાપાત્મક કાર્યોનો ત્યાગ કરી એક દિવસ-રાત સુધી ધર્મધ્યાનમા નિમગ્ન થવુ

૧૨ બારમા વ્રતમા ગૃહસ્થે શુદ્ધ સાધુઓને શુદ્ધ નિર્દોષ આહાર પાણી આદિ યોગ્ય વસ્તુઓ આપવી, અને અશુદ્ધ સદોષ વસ્તુઓ આપવાનો ત્યાગ કરવો

ઉપર્યુક્ત વિધિથી ગૃહસ્થ જેટલા જેટલા ત્યાગ કરે છે તે તેમનુ વ્રતીપણું છે, ધર્મીપણું છે, અને સયમીપણું છે, તથા જેટલી જેટલી હિંસા, અસત્ય વગેરે પાપમય કાર્યો કરવાની છૂટ અથવા આગાર રાખે છે, અને કરે છે તે તેમનું અવ્રતીપણું છે, અધર્મીપણું છે, અને અસયમીપણું છે, માટે જ શાસ્ત્રોમા શ્રાવકને પ્રભુએ વ્રતાવ્રતી, ધર્માધર્મી, તથા સયતાસયતી કહ્યા છે, કેમ દિનેશભાઈ! સમજાયુ સદ્‌ગૃહસ્થના જીવનનું સ્વરૂપ ?

*એક સામાયિક એટલે જૈન પરપરા મુજબ એક મુહૂર્ત (બેઘડી) એટલે કે અડતાળીસ મિનિટ સુધી પાપથી નિવૃત્ત થઈ ધાર્મિક ચર્યામા રમણ કરવુ તે.

દિનેશ— સાહેબ ! આપે અમારા પર બહુ કૃપા મહેરબાની કરી જે સુંદર વર્ણન કર્યું છે તે અમને બધાને બહુ સાગી રીતે ધ્યાનમા આ યુ છે, અને અમે એમાથી યથાશક્તિ અમલમા લાવવાની કોશિશ કરી અમારૂ જીવન આદર્શ તથા પવિત્ર બનાવવાનો પ્રયત્ન કરીશુ

વિધિયુક્ત વદના કરી જતી વખતે મુનિશ્રીએ ફરમા યુ કે —

"અયિભવ્યો !"

"તમે મારી પાસે જે તત્ત્વ સમજ્યા છો તે બરાબર ધ્યાનમા રાખજો અને હમેશા આત્મિક ઉન્નતિની તરફ લક્ષ દોડાવતા રહેજો, અને ત્યાગ, વૈરાગ્ય વધારતા રહેજો જેમ જેમ ત્યાગ વૈરાગ્યનો વધારો થશે, તેમ તેમ મોહ, માયા, અહકાર, ક્રોધ, ઈર્ષા, લોભ વગેરે દુર્ગુણોનો ક્ષય થશે, તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ આત્મિક ગુણોનો વિકાસ થશે, અને આત્મા વહેલામા વહેલો પરમ પવિત્ર મોક્ષ સ્થાનમા પહોચશે"

આ અમીભર્યું શિક્ષણ સાભળી શ્રોતાજનો મુનિશ્રીના ધર્મ પ્રેમમા રગાઈ ગયા, અને વિનમ્રતાયુક્ત મુનિશ્રીના ચરણારવિંદમા નમસ્કાર કરીને જન્મ સફળ ગણતા પોતપોતાને ઘેર જઈ ધર્મમય જીવન ગાળવા લા ગ્યા, તથા ધર્મને ધતિંગ માનનારા સુધરેલા નવ યુવકોને અને કેટલાક રૂઢિચુસ્ત ભક્તોને મુનિશ્રીના સત્સગનો મર્મ સમજાવવા લાગ્યા, અને ધર્મ જ્યોતિનો પ્રકાશ ફેલાવી આત્મ કલ્યાણ સાધવા લાગ્યા

ૐ

શાતિ શાતિ શાતિ

# બેતાલીસ દોષોનુ વિવેચન

બેતાલીસ દોષોના શાસ્ત્રમા ત્રણ વિભાગ પાડવામા આવ્યા છે પહેલા સોળ દોષોનો ઉદ્ગમ એટલે ઉત્પત્તિ ખાસ દેનારથી જ થાય છે માટે તે દોષો "ઉદ્ગમના દોષ" તરીકે પ્રસિદ્ધ છે અને બીજા સોળ દોષોનુ ઉત્પાદન સાધુઓ વડે થાય છે, માટે તે દોષો "ઉત્પાદનના દોષ" કહેવાય છે, તથા બાકીના દશ દોષો દેનાર ગૃહસ્થ અને લેનાર સાધુ એમ બન્નેના સયોગથી લાગે છે, તે "એષણાના દોષ" તરીકે ઓળખાય છે હવે વિગતવાર જુઓ બેતાલીસ દોષોનુ વિવેચન

## સોળ ઉદ્ગમના દોષો

૧ (૧) આહાર (૨) પાણી (૩) ખાદિમ (મેવા મિષ્ટાન્ન આદિ) (૪) સ્વાદિમ (પાન, સોપારી, લવિંગ, એલચી વગેરે મુખવાસ) (૫) વસ્ત્ર (સુતરાઉ કે શણુ વગેરેના સફેદ વસ્ત્ર) (૬) પાત્ર (લાકડાના, તુંબડાના કે માટીના) (૭) કબલ (કામળ કે શાલ ઊનની) (૮) પાદપુઞ્છન (રજોહરણ ચરવલો યા ઓઘો તથા પગ લૂછવાનું વસ્ત્ર) (૯) પીઠ (આહાર, પાણી વગેરે મૂકવા કે બેસવા માટેના નાના બાજઠ વગેરે) (૧૦) ફલક (સૂવા માટે લાબી પાટ) (૧૧) શૈય્યા (રહેવા માટે મકાન) (૧૨) સથારા (પાથરવાને માટે નિર્જીવ શણુ, પરાળ, ઘાસ વગેરે) (૧૩) ઔષધ (સૂઠ, પીપર વગેરે એક જ દ્રવ્યરૂપ દવાઓ) (૧૪) ભેષજ (શતપાકાદિ તેલ, ચૂર્ણ, ગોળી વગેરે, જે અનેક દવાઓના મિશ્રિત દ્રવ્યરૂપ દવાઓ) આમ ચૌદ પ્રકારની વસ્તુઓ માથી કોઈપણ વસ્તુ સાધુઓને માટે હિંસા કરીને બનાવી હોય તે ગૃહસ્થ આપે અને જાણીજોઈ ને સાધુ લે કે વાપરે તે "આધાકર્મી દોષ"

૨ ઉપરોક્ત ચૌદ પ્રકારની વસ્તુઓ સાધુ તથા ગૃહસ્થ ,

માટે ભેગી બનાવી હોય અને તે વસ્તુ સાધુ લે તથા ભોગવે તે "ઔદેશિક દોષ"

૩ આધાકર્મી દોષવાળી વસ્તુ બીજી શુદ્ધ વસ્તુમા થોડીપણુ મળી ગઈ હોય કે ભેગી થઈ હોય તે આપે અને સાધુ લે તે "પૂતિકર્મ દોષ"

૪ કાઈક સાધુ નિમિત્તે અને કાઈક ગૃહસ્થ પોતાને નિમિત્તે જે વસ્તુ બનાવી હોય તે આપે અને સાધુ લે તે "મિશ્ર દોષ"

૫ "આ વસ્તુ ફકત સાધુઓને માટે જ છે, બીજા કોઈ ઉપયોગમા નહિ લઈ શકે" એમ સ્થાપિત કરેલી વસ્તુ આપે અને સાધુ લે તે "સ્થાપના દોષ"

૬ "કાલે સાધુ વહોરવા આવશે માટે મહેમાનને કાલે જ જમવા તેડીશું" એમ વિચારી મહેમાનને વહેલા કે મોડા જમવા તેડીને તેમાથી વહોરાવે અને સાધુ લે તે "પ્રાભૃતિક દોષ"

૭ કોઈ વસ્તુ અંધારામા હોય અને સાધુને આપવા માટે દીવા વગેરેથી પ્રકાશ કરીને આપે તે "પ્રાદુકરણ દોષ"

૮ સાધુને માટે કોઈપણ વસ્તુ વેચાતી લાવી કે મગાવીને આપે અને સાધુ તે લે તે "ક્રીતકૃત્ય દોષ"

૯ સાધુને માટે ઉધાર લાવીને આપે તે "પ્રામિત્ય દોષ"

૧૦ સાધુને માટે વસ્તુની અદલા બદલી કરીને આપે તે "પરાવૃત્ય દોષ"

૧૧ ઘેરથી કે ગામથી કોઈપણ વસ્તુ સામી લાવીને સાધુને આપે તે "અભ્યાહૃત દોષ"

૧૨ સાધુ માટે દરવાજા, બારણા કે મોટા કબાટ ખોલીને આપે તે "ઉદ્ભિન્ન દોષ"

૧૩ કોઈપણુ વસ્તુ લેવતા અજયણા (હિંસા) થાય એવી ઊંચી કે નીચી જગ્યાએથી લાવીને આપે તે "માલાપહૃત દોષ"

૧૪ કોઈ પાસેથી છીનવી કે ઝૂટવી લઈ સાધુને આપે તે "અચ્છિદ્ય દોષ"

૧૫ ભાગીદારીની વસ્તુ ભાગીદારની ઈચ્છા વિરૂદ્ધ આપે તે "અનિસૃષ્ટ દોષ"

૧૬ રાધતી વખતે સાધુ નિમિત્તે વધારે નાખે અને તે આપે તે "અધ્યવપૂર દોષ"

(માટે જ કહેવત છે કે "સાધુઓને રાધતી વખતે સભારવા નહિ અને જમતી વખતે વિસરવા નહિ")

આ સોળ દોષ તો મુખ્ય રીતે અજ્ઞાની, ભોળા, રાગાધ ગૃહસ્થોના યોગથી લાગે છે

સોળ ઉત્પાદનના દોષો

૧૭ સાધુ ધાવમાતાની માફક ગૃહસ્થના બાળકને રમાડી કોઈપણુ વસ્તુ લે તે "ધાત્રીકર્મ દોષ"

૧૮ દૂતની માફક સગા સબધીઓના સમાચાર કહીને લે તે "દૂતીકર્મ દોષ"

૧૯ લાભ નુકસાન, સુખ દુ ખ, જીવન મરણુ વગેરે નિમિત્ત (ભવિષ્ય) ભાખી લે તે "નિમિત્તકૃત દોષ"

૨૦ ગૃહસ્થનો સગો સબધી બનીને એટલે "આપણે મસાર પક્ષથી અમુક સગા થઈએ છીએ" એમ ઓળખાણુ કાઢી લે તે "આજીવિકા દોષ"

૨૧ ભિખારીની માફક ગરીબી દેખાડી કે આજીજી કરીને અથવા ખુશામત કરીને લે તે "વનીપક દોષ"

૨૨ વૈદ્યપણું કરીને લે તે "ચિકિત્સા દોષ"

૨૩ ગૃહસ્થને ધમકાવી, ગભરાવી કે શ્રાપ દેવાનો ભય બતાવીને યા તો શ્રાપ દઈને લે તે "ક્રોધપિંડ દોષ"

૨૪ માન અહંકાર કરીને લે તે "માનપિંડ દોષ"

૨૫ માયા, કપટ કે ઢોંગ કરીને લે તે "માયાપિંડ દોષ"

૨૬ લોભ કરીને લે તે "લોભપિંડ દોષ"

૨૭ આગળ પાછળ આપનારના ગુણ ગાઈને એટલે કે "તમે ઉદાર દિલના છો, દાનવીર છો" વગેરે કહીને લે તે "સ્તવ દોષ"

૨૮ વિદ્યા ભણાવીને એટલે અધ્યાપકપણું કરીને લે તે "વિદ્યાપિંડ દોષ"

૨૯ વ્યતર (ભૂત, ડાકણ), સાપ, વીંછી વગેરેના મંત્ર, ઝાડા દોરા તથા વશીકરણ આદિના મંત્ર બતાવીને લે તે "મંત્રદોષ"

૩૦ અદૃશ્ય કરવાના અંજન યા વિદ્યા, કે મોહિત કરવાના ચૂર્ણ વગેરે બતાવીને લે તે "ચૂર્ણયોગ દોષ"

૩૧ સૌભાગ્ય કે દૌર્ભાગ્ય બતાવીને લે તે "યોગપિંડ દોષ"

૩૨ ગર્ભપાત, ગર્ભસ્થભન તથા ગર્ભધારણના ઉપાયો બતાવીને લે તે "મૂળકર્મ દોષ"

આ સોળ દોષો મુખ્ય રીતે રસલોલુપ સાધુઓના યોગથી જ લાગે છે

દશ એષણાના દોષો

૩૩ આધાકર્મી વગેરે દોષની શંકા હોય છતાં લે તે "શંકિતદોષ"

૩૪ સચિત્ત એટલે જીવ સહિત પૃથ્વી, પાણી વગેરેથી દાતારના હાથ, પગ કે વાસણ વગેરે ખરડાયલા હોય ઇના લે તે "મ્રક્ષિત દોષ"

૩૫ સચિત્ત પર મૂકેલી વસ્તુ લે તે "નિક્ષિપ્ત દોષ"

૩૬ સચિત્તથી ઢાંકેલી વસ્તુ લે તે "પિહિત દોષ"

૩૭ સચિત્તની વચ્ચેથી આણેલી વસ્તુ લે તે "સહૃત દોષ"

૩૮ અયોગ્ય દાતારના હાથથી લે, અર્થાત્ દેનાર આંધળો, પાંગળો, અતિવૃદ્ધ કે અતિ બાળક હોય, અને તેનાથી આપતા અયત્ના (હિંસા) થતી હોય તે લે, તથા પૂર્ણમાસિકા (ગર્ભ ધારણ કર્યા ને સાત મહિના થયા બાદ) સ્ત્રી ચાલીને આપે તે લે, અથવા દાતાર અનાજ ખાંડતો હોય કે દળતો હોય, કે લીલોતરી વગેરેની હિંસા કરતો હોય, તે વખતે તેના હાથથી લે તે "દાયક દોષ"

૩૯ સચિત્ત અચિત્ત બન્ને વસ્તુ ભેગી હોય અને તે લે તો "ઉન્મિશ્રિત દોષ"

૪૦ તત્કાલનુ ધોવણ, વનસ્પતિનો રસ કે કોથમીર વગેરેની ચટણી વગેરે વસ્તુઓ જ્યા સુધી પૂરેપૂરી અચિત્ત (જીવરહિત) ન થઈ હોય અને તે લે તે "અપરિણિત દોષ"

૪૧ તરતના લીંપેલા આંગણા પર જઈને લે તે "લિપ્તપિંડ દોષ"

૪૨ અજયણા થાય તેમ નાખતા નાખતા વહોરાવે અને સાધુ લે તે "છર્દિત દોષ"

*　　　*

## બાવન અનાચાર

બાવન અનાચાર, ( સાધુએ નહિ આચરવા યોગ્ય બાબતો ) ની દશવૈકાલિક સૂત્રના ત્રીજા અધ્યયનમા બતાવ્યા છે તે પણ સાથે સાથે ધ્યાનમા રાખવા જેવા છે

૧ સાધુને માટે ખાસ હિંસા કરીને બનાવેલી વસ્તુ સાધુ ભોગવે તો,

૨ સાધુ માટે વેચાતી લાવેલી વસ્તુ સાધુ ભોગવે તો,

૩ વિના કારણ હમેશા એક જ ઘરના આહાર પાણી ભોગવે તો,

૪ ઘેરથી કે બીજે ગામથી સાધુઓ માટે સામી આણેલી વસ્તુ વાપરે તો,

૫ રાત્રે આહાર, પાણી, દવા, તપખીર વગેરે કાંઈપણ ભોગવે તો,

૬ સ્નાન કરે તો,

૭ સુખડ–ચદન, કેશર, અત્તર, તેલ વગેરે સુગધી પદાર્થો વગર કારણે શરીરને લગાવે કે વાપરે તો,

૮ ફૂલ વગેરેની માળા પહેરે તો,

૯ પખા, પૂઠુ કે વસ્ત્ર વગેરેથી હવા ખાય તો,

૧૦ ઘી, તેલ, ગોળ, ખાડ, સાકર, દવા કે તપખીર વગેરે રાત્રે પાસે રાખે તો,

૧૧ ગૃહસ્થના વાસણોમા જમે તો,

૧૨ રાજ્યાભિષેક આદિ મહોત્સવ વગેરે થતા હોય તે વખતે રાજાનો આહાર ગ્રહણ કરે તો,

૧૩ દાનશાળા–સદાવ્રતખાના તથા ધર્માદાના દવાખાના કે હૉસ્પિટલ વગેરેના આહાર, પાણી કે દવા વગેરે ભોગવે તો,

૧૪ સુખે નમાધે શરીર પર તેલ વગેરે લગાવે તો,

૧૫ વગર કારણે દાંત પખાળે તો,

૧૬ ગૃહસ્થને સુખશાતા ("કેમ મજામા છો ને?") પૂછે તો,

૧૭ આરસી, કાચ, કે પાણી વગેરેમા મોઢુ જુએ તો,

૧૮ જુગાર રમે તો,

૧૯ ચોપટ, પાના–ગંજીફા, શેતરંજ વગેરે રમે તો,

૨૦ માથા પર છત્રી ધારણ કરે તો,

૨૧ ગૃહસ્થને કોઈપણ જાતની દવા વગેરે બતાવે તો,

૨૨ પગમા કોઈપણ જાતના બૂટ, ચપલ મોજા, ગપાટ વગેરે પહેરે તો,

૨૩ અગ્નિની હિંસા કરે તો,

૨૪ જેના ઘરમા ઉતર્યા હોય અને તેનો આહાર, પાણી દવા વગેરે લે તો,

૨૫ ખાટલા, પલંગ, ખુરશી વગેરે પર બેસે તો,

૨૬ વગર કારણે ગૃહસ્થના અંતર ઘરમા બેસે તો,

૨૭ વગર કારણે પીઠી વગેરે ચોળે તો,

૨૮ ગૃહસ્થની વૈયાવચ્ચ એટલે સારવાર કરે, અથવા ગૃહસ્થ પાસે પોતે પગચંપી વગેરે સેવા કરાવે તો,

૨૯ ગૃહસ્થને પોતાની જાત, કુળ વગેરેની ઓળખાણ આપી આહાર, પાણી વગેરે લે તો,

૩૦ મિશ્રપાણી (કઈક કાચુ અને કઈક પાકુ) લે તો,

૩૧ રોગ વગેરે કારણે ગૃહસ્થોનુ શરણુ ઈચ્છે એટલે ગૃહસ્થ પાસે અકલ્પતી સેવા કરાવવાની ઈચ્છા કરે તો,

૩૨ મૂળા, ૩૩ આદુ, ૩૪ શેરડીના કટકા, ૩૫ સૂરણાદિક કંદ, ૩૬ મૂળિયા-જડી, ૩૭ તલ વગેરે બીજ, ૩૮ કાકડી, જમરૂખ વગેરે ફળ, ૩૯ સચળ, ૪૦ સિંધવ, ૪૧ અગરનું મીઠુ, ૪૨ રોમ દેશનુ મીઠુ, ૪૩ સમુદ્રનુ મીઠુ ૪૪ પાશુક્ષાર, ૪૫ કાળુ મીઠુ, આમ નબર ૩૨ થી ૪૫ સુધીની ચૌદ વસ્તુઓ સચિત્ત (સજીવ) ગ્રહણ કરે તો,

૪૬ ધૂપ કરે અથવા કરાવે તો,

૪૭ વગર કારણે ઊલટી કરે તો,

૪૮ વગર કારણે "બસ્તિ" (ડુશ) લઈ ઝાડો કરે તો,

૪૯ વગર કારણે જુલાબ લે તો,

૫૦ શોભાને માટે આખમા મેશ (કાજળ), સુરમો વગેરે આજે તો,

૫૧ દાતને મસી વગેરેથી રગે તો,

૫૨ શરીરની શોભા વિભૂષા કરે તો,

ઉપર જણાવેલા બાવન કાર્યોમાથી કોઈ પણ કાર્ય સાધુ કરે તો તેને અનાચાર સેવન કર્યાનુ પાપ લાગે માટે જ ઉપરોક્ત બેતાલીસ દોષ અને બાવન અનાચારનો ત્યાગ કરી સાધુઓએ શુદ્ધ સાધુપણું પાળવુ જોઈએ, અને શ્રાવકોએ પણ બેતાલીસ દોષ તથા બાવન અનાચાર ધ્યાનમા રાખવા જોઈએ

## સમાપ્ત

-:o:-